# શ્રી કૃષ્ણલીલામૃત

## બિન્દુ માળા






લેખક,
રંગનાથ શંભુનાથ ઘારેખાન
બી. એ.

# શ્રી કૃષ્ણલીલામૃત

## બિન્દુમાળા




લેખક

રંગનાથ શંભુનાથ ધારેખાન બી. એ.

રાયપુર—અમદાવાદ.





પ્રકાશક:

હરિભાઇ દલપતરામ પટેલ

શાહપુર--અમદાવાદ.





સોલ એજન્ટ:

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.




કિંમત રૂ. ૦—૧૦—૦

# અર્પણપત્રિકા

પૂજ્ય સાધુવર્ય શ્રીગૌરાંગદાસજી ગુરૂ શ્રી માધવદાસજી !

આ લઘુ પદાવલિના જન્મનું મૂળ કારણ આપશ્રી છો એતો આપ પણ માન્ય કરશો. માલસરમાં શ્રી ગુરૂદેવના દરબારમાં આપનો સમાગમ થયો. પૂર્વના સંસ્કારને લઇને અન્યોન્ય આકર્ષણ થયું. નિઃસ્વાર્થ પ્રેમ જેવી વસ્તુ એ દરબારમાંજ મેં અનુભવી. મને જીજ્ઞાસુ સમજીને આપે હરેક પ્રકારે ઉત્તેજન આપીને સંતસમાગમનું આસ્વાદન કરાવ્યું. સંતસાધુનું હૃદય હમેશ કૃપાળુ, દયાળુ હોઇને અહૈતુક નિઃસ્વાર્થ પ્રેમ, સાધુ સંતોમાંજ હોય છે એમ માલસરના વાતાવરણમાં સમજાયું.

આપે મને વ્રજમાં લઇ જઇ ગૌડીયા સંતોનો સમાગમ કરાવી પ્રેમભક્તિ શી વસ્તુ છે એનું ભાન કરાવ્યું. આપ તો સતત અષ્ટકાલી યુગલલીલામાં મગ્ન રહો છો. ગુજરાતમાં એ રસનું આસ્વાદન આપ જેટલું કોઇએ કર્યું હોય એમ હું માનતો નથી અને તેથી આપનેજ આ લઘુ પદાવલિ અર્પણ કરવાને પ્રેરાઉં છું.

ઉપર પ્રમાણે આ 'શ્રીકૃષ્ણલીલામૃત બિંદુમાળા' ના આદિત હેતુ આપશ્રી હોવાથી આ માળા આપને અર્પણ કરૂં છું તે યોગ્ય સમયે યોગ્ય સ્થાને પધરાવશો.

સેવક.

રંગનાથના પ્રણામ સ્વીકારશો.

# ખાસ સુચના.

## એક ગૌડીય મહાત્માની ખાસ સૂચના નીચે મુજબ છે.

" શ્રદ્ધાળુ વૈષ્ણવે આ લીલાનાં પદો વાંચતાં પહેલાં પોતાના હૃદયને વિશુદ્ધ બનાવવા શ્રીહરિનામ મહામંત્રના એક કરોડ જપ કરવા. જેથી આ લીલાના આનંદનો આસ્વાદન કંઈક અંશે થશે ! "

# પ્રસ્તાવના

**પ્રસ્તાવના વાંચ્યા પછીજ પદો વાંચવા ખાસ વિનંતિ છે.**

હું કવિ નથી, તેમ ભક્ત પણ નથી છતાં કોઇ શક્તિની પ્રેરણાથીજ આ પદાવલિની ઉત્પત્તિ થઇ છે. Fools rush in where angels fear to tread. અસ્તુ.

આ લઘુ ભજનાવલિનો જન્મ 'શ્રીરંગમાળા' પછીથી થયો છે. રંગમાળામાં મુખ્યત્વે કરીને દ્વારકાધીશ શ્રીકૃષ્ણનો રંગ છે, અને આ લઘુ પુસ્તકમાં વ્રજનાજ શ્રીકૃષ્ણનો રંગ છે. મથુરાંના શ્રીકૃષ્ણનો સમાવેશ દ્વારકાધીશમાં થઇ જાય છે. આ પ્રમાણે શ્રી કૃષ્ણના ત્રણ રંગમાંથી વ્રજ અને દ્વારકાના રંગ મુખ્ય ગણાય. ક્રમ જોતાં વ્રજ પછી દ્વારકાનો રંગ છે, પરંતુ માયાની મજા જુઓ કે દ્વારકાનો રંગ જોયા પછી પણ વ્રજના રંગનું ભાન આપોઆપ થાય છે, એટલે કે આ દેખીતો વિપરીત ક્રમજ જાણે વાસ્તવિક લાગે છે. દ્વારકાના રંગમાં ગૃહસંસાર જેવી તથા રાજનીતિની કૂટ વ્યવસ્થા છે. બધો સંબંધ અને વ્યવહાર સ્વાર્થમય જેવો છે. નંદ–યશોદાનો પ્રેમ જૂદો અને વસુદેવ–દેવકીનો જૂદો. વસુદેવ–દેવકીએ રાજવૈભવ ભૂષિત ક્ષત્રિયરૂપે જોયા, અને શરૂથીજ તેજમાં અંજાઇ ગયાં. સોળ હજાર રાણીઓની પણ તે જ સ્થિતિ! નંદયશોદાએ બાળકજ દેખ્યા છે.

જ્યાં કેવળ વૈભવ અને પ્રભુત્વ ત્યાં શુદ્ધ નિખાલસ પ્રેમને સ્થાન ક્યાંથી મળે? કેમકે તેમાં સંસારી સ્વાર્થનો ભાવ વિશેષ રહે છે. રાણીઓને સાસુ, સસરા, વડસસરા, વડસાસુ, જેઠ, જેઠાણી, નણંદ–ભોજાઇ, પુત્ર–પુત્રીઓ, સગાં–સંબંધી એ પ્રમાણે અનેક પ્રકારે પ્રેમ છિન્ન–ભિન્ન થઇ વહેંચાઇ જઇને જાણે વ્યવહારનું રૂપ પકડ્યું હતું, અને વ્રજના શ્રીકૃષ્ણના સંયોગો તદ્દન જૂદા છે. ત્યાં પોતે એક

નિર્દોષ બાળક સ્વરૂપે હતા; વૃત્તિ પણ વૈશ્યની; અસ્ત્ર-શસ્ત્ર કાંઇ નહિં; મનુષ્ય જેવા હાથ પણ બેજ, વસ્ત્ર-આભૂષણ વનવાસી જેવાં જંગલી ગામડી; નંદ-યશોદાને એકજ પુત્ર હોવાથી તેમનો અથાગ પ્રેમ: આ પ્રમાણે ચોતરફ પ્રેમનોજ ભાવ હતો. ગોપવૃત્તિ હોવાથી પશુ-પક્ષીનો પ્રેમ, વનવિહારને લઇને જડ-ચર, પ્રાણીમાત્રનો પ્રેમ, એ પ્રમાણે ચોતરફ હવાજ પ્રેમમય હતી. સ્વાર્થનું સ્વપ્ન પણ નહિ ! એક બાળક બધાંનુંજ રમકડું ! માબાપનું, સગાં-સંબંધીનું, ગોપ-ગોપીઓનું, ગોપ બાળકોનું, ગાય-વાછડાનું એમ બધાનુંજ પ્રીતિપાત્ર રમકડું હતું !

દ્વારકામાં પૂર્ણ ઐશ્વર્યના ઠાઠથી રહ્યા અને વ્રજમાં ઐશ્વર્ય પૂર્ણ હોવા છતાં ઐશ્વર્યના બળનું કિંવા આડંબરનું નામ-નિશાન ન મળે ! ઐશ્વર્ય હોય ત્યાં સુધી પ્રેમની આશાજ કેવી ? પ્રસંગોપાત ઐશ્વર્ય પ્રકટ થયું છે; પરંતુ તે માત્ર લીલાની રસપુષ્ટિ કરવાને માટેજ. વ્રજની લીલામાં ઐશ્વર્ય જાણ્યા છતાં નિષ્કામ-પૂર્ણકામ હોવાથી ભૂલીને, પ્રાકૃત આનંદના પડદા પાછળ અપ્રાકૃત આનંદનો ભાવ રહેલો છે. દ્વારકામાં મા-બાપ, સખા-સંબંધી, રાણીઓ વિગેરે દૂરથી દર્શન કરે અને વ્રજનાં સંબંધીઓ ખોળામાં લે. ગોપીઓમાંથી મોટી હોય તે રમાડે, અને સરખી વયનીને પોતે રમાડે ! સખાઓ સાથે રમે; એક-મેકને ખભે ચઢે ! એ પ્રમાણે બધાંને પ્રત્યક્ષ અંગ સંસર્ગનો સંબંધ હતો. શ્રીકૃષ્ણ ભગવાન છે એવી બધાંને ખબર હતી; પરંતુ લીલાનંદની વૃદ્ધિ માટે યોગમાયાએ બધાનાં ભાન ભૂલાવ્યાં હતાં. ખાસ ખૂબીની વાત તો એ છે કે, શ્રીકૃષ્ણ પોતે પણ તે જ નિયમને તાબે ! ઐશ્વર્યનો ખ્યાલ કોઇને પણ રહે તો લીલાજ ક્યાંથી થાય ? બંને પક્ષને નિજના સુખ માટે નહિ પણ સામાને માટે પ્રયાસ હતો. આ બધી દિવ્યવાતો નિર્વિકાર મનથી ગ્રહણ થઇ શકાતી હોય તે જ અધિકારીને આ લીલાનાં પદો વાંચવા અધિકાર છે.

દાસ્યભાવ પ્રથમના આચાર્યોએ સારી પેઠે જાણ્યો છે; પરંતુ એકંદર પાંચે " સંબંધ "-ભાવ તો શ્રી ગૌરાંગ મહાપ્રભુએજ પ્રવર્તાવ્યાં, અને ગુજરાત માળવામાં વાત્સલ્ય તથા કંઈક અંશે શ્રી મધુર વલ્લભાચાર્યે પ્રવર્તાવ્યા. બંનેમાં પાછળથી પ્રાકૃત ભાવનો વિકાર થવાથી પરિણામ પ્રત્યક્ષ દેખાય છે, માટેજ વિનંતિ કે સાચાં જીજ્ઞાસુ તથા મુમુક્ષુ અધિકારી ભાઇ બેનોનેજ આ અધિકાર છે. જ્ઞાન, ભક્તિ, મુક્તિ, પ્રેમ, પ્રેમસેવા વિગેરે વિવિધ માર્ગો વાસ્તવમાં તત્ત્વદષ્ટિથી એક છતાં અજ્ઞાન, સ્વાર્થ, અથવા દુરાગ્રહથી તેમાં કેટલોક વિકાર થઇ જવાથી અંદર અંદર તુચ્છકાર, તિરસ્કાર અને દ્વેષ આર્યબંધુઓમાં હાલમાં કેટલો થઇ ગયો છે તે કહેવાની જરૂરજ નથી. આવાંજ કારણથી આર્યધર્મનું આર્યબંધુઓનું, વ્યક્તિનું તથા સમષ્ટિનું, સામાજીક, આર્થિક, ધાર્મિક, શારીરિક એમ હરેક પ્રકારે અધઃપતન થયું છે ને થતું જાય છે; માટે નિર્ગુણ નિરાકાર બ્રહ્મ, સગુણ નિરાકાર બ્રહ્મ, નિર્ગુણ સાકાર બ્રહ્મ, સગુણ સાકાર બ્રહ્મ, પુરૂષ પ્રકૃતિ, બ્રહ્મ, માયા, બ્રહ્મા, વિષ્ણુ, માહેશ, સ્માર્ત, વૈષ્ણવ, આદિનાં તત્ત્વ તથા લીલા, કર્મ, જ્ઞાન, ભક્તિ, પ્રેમ, મોક્ષ, ઇશ્વર તત્ત્વ તથા લીલા: એ સર્વેનું રહસ્ય સમજી તેમાં તથા સંપ્રદાયો માત્રમાં બહારથી દેખાતો ભેદ છતાં વાસ્તવમાં આંતરિક અભેદ દષ્ટિવાળાં જીજ્ઞાસુ તથા મુમુક્ષુ અધિકારી ભાઇ બેનોને વિનંતિ કે પ્રેમપૂર્વક આ લઘુ ભજનાવલિ પ્રેમરૂપી અમૃતના બિંદુ રૂપે પ્રેમપૂર્વક પ્રેમ પસલીમાં સ્વીકારી પ્રાકૃત ભાવ દૂર કરી, દોષ લાગે ત્યાં દરગુજર કરી સાર માત્ર ગ્રહણ કરવા કૃપા કરશો. આ સંબંધમાં જેટલું કહેવાય તેટલું ઓછું છે. અસ્તુ.

આ ધોરણે દ્વારકાની લીલા જાણ્યા પછી વ્રજની લીલાની કિંમત અંકાઈ. તેમાં પણ વળી વૃન્દાવન અને રાધાકુંડમાં ભુજ મુદ્દત રહેવાની તક મળવાથી વ્રજના શ્રીકૃષ્ણનો રંગ કાંઇક વિશેષ સમજાયો, અને તેને લીધે આ કાવ્યોનો જન્મ થયો. ભગવાનના

સંબંધમાં એક મુખ્ય મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે. એક તત્ત્વ અને બીજી લીલા. તત્ત્વમાં તો આખી સૃષ્ટિની પ્રજાઓના ઇશ્વર નામરૂપે જૂદા ભાસતાં છતાં એકજ છે. સત્ ચિત્ અને આનંદ સ્વરૂપે બ્રહ્મ. વિષ્ણુ, શંકર, શક્તિ, ગણપતિ, સૂર્ય, રામ, કૃષ્ણ, નૃસિંહ, 'ગૉડ' ખુદા એમ ગમે તે નામના ઇશ્વર પણ એકજ બ્રહ્મ સ્વરૂપે સમજવાના છે. ઇશ્વર એકજ છે, છતાં માત્ર ઉપાસના માટે તેમનાં નામ-રૂપ અનેક થયાં છે. સ્થળ, સમય, સંજોગો અને લોકોની અભિરૂચિ અનુસાર જૂદાં જૂદાં છે, પણ વાસ્તવમાં તત્ત્વદ્રષ્ટિથી ઇષ્ટ તરીકે એકજ છે. લીલામાં પ્રકાર, ઉપાસક ભેદે તદ્દન જૂદો છે. આર્યપ્રજા સિવાય લીલાનું બીજી પ્રજાઓને સ્વમ પણ નથી. ઇશ્વર પૃથ્વી ઉપર પ્રસંગોપાત્ અચાનક ગમે તે રૂપે, અથવા જન્મ લઇને આવે અને આપણી સાથે હળે, મળે, રહે, હસે, રમે, સૂવે, રડે એ વાત આર્ય સિવાય બીજી પ્રજાના મગજમાં પેસી પણ ન શકે. આર્યમાં પણ જેમને પાશ્ચાત્ય કિંવા તેવા સંસ્કાર લાગ્યા છે, તેમના મગજમાં પણ વાત ઠસવી મુશ્કેલ છે. આશ્ચર્ય એ છે કે, ઇશ્વર સર્વ શક્તિમાન છે એમ તો તમામ પ્રજા કબૂલ કરે છે, તો પછી તેને આટલી જુજ સ્વતંત્રતા તથા સત્તા આપવાને કેમ વાંધો લેવાય ? આટલી જુજ સત્તા માટે આટલો બધો સંકોચ ? ! બધું કરી શકે પણ પૃથ્વીપર ન આવી શકે ? આવું ક્વૉરન્ટાઇન અથવા દેશવટો શા અપરાધ માટે ? શું પૃથ્વીપર આવવાનો તેમનો અધિકારજ નહિ ? જો આટલી છૂટ ઇશ્વર માટે રાખવામાં આવે તો પછી 'લીલા' માટે પ્રશ્નજ ન રહે.

લીલાનો ખ્યાલ કરવો હોય તો પ્રથમ તો આ મહાન સ્થૂળ ભવ્ય બ્રહ્માંડની લીલા દૃષ્ટિગોચર છેજ. જે કાંઇ દશ્ય છે તે તમામ લીલાજ છે; પરંતુ જેમ નિરાકાર નિર્ગુણ ઇશ્વર સાધારણ મનુષ્યને ગમ્ય નથી, તેમ આ સ્થૂળ લીલામાં સાધકને એકાગ્રતાનો અનુભવ કરવો મુશ્કેલ છે. લાખો કરોડો બ્રહ્માંડોનો ખ્યાલ કરવામાં મગજ

પણ ચક્કર ખાઇ જાય અને વખતે ચસકી પણ જાય; કેમકે મનુષ્યની દૃષ્ટિમર્યાદા સંકુચિત છે. આ ધોરણે લીલા પણ મર્યાદિત થઈ મન તથા હૃદયને ગમ્ય થાય તો એકાગ્રતાના આનંદ સાથે દિવ્ય આનંદ પ્રાપ્ત થઇ શકે. બ્રહ્મ, માયાના આશ્રયથી સાકાર સગુણ રૂપે થઇ લીલા કરે તો બ્રહ્મ શ્રીકૃષ્ણ કેમ ન કરી શકે?

ભગવાનની લીલા એક પ્રકારની હોઇ શકેજ નહિ! જેને જેવો ભાવ તેવી લીલાનો તેને અનુભવ થાય. કર્મી, યોગી, જ્ઞાની, અને ભક્ત પોતપોતાની રૂચિઅનુસાર લીલાઓ જુએ છે. વાસ્તવમાંતો ભક્તની માનસિક સૃષ્ટિમાં ભગવાન પ્રવેશ કરે છે.

આ ભજનાવલિમાં વ્રજના કિશોર શ્રીકૃષ્ણનોજ ભાવ છે, અને તેમની લીલાનાં પદ જે કંઇ છે તેનો પાયો બંગાળી લીપિમાં 'ગોવિંદ લીલામૃત' નામનો સંસ્કૃત ગ્રંથ છે. તેમાં એક દિવસની લીલાનો અનુભવ વર્ણવેલો છે તે પ્રમાણે આ લીલા પણ એકજ દિવસના નમુના રૂપે છે; પરંતુ જેમ પ્રભુ સ્વતંત્ર છે તેમ તેમની લીલા પણ સ્વતંત્ર છે એ સિદ્ધાંતને લઇને, લીલામાં કેવળ તેનેજ વળગી રહેવાનું નથી. અમે પણ સ્વતંત્રતાનો લાભ લીધો છે. વ્રજની લીલાના પાંચ ભાવ છે. શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર. પ્રથમના બે ભાવ–રસ–ના ભોગી ગૌડસંપ્રદાયમાં જવલ્લેજ હોય છે. બીજા બે ભાવમાં લાંબી ભાંજઘડ નથી; પરંતુ છેવટનો મધુર રસ જેમ પૂર્ણ છે તેમ મુશ્કેલીમાં પણ પૂર્ણ છે, કેમકે ભાષામાં શૃંગાર રસનો આશ્રય લેવો પડે છે. આ મધુર–ઉજ્જવલ–રસ, આસ્વાદનની વસ્તુ છે. ભાષાનો વિષય નથી, ભાંપામાં જવાથી કેવળ વિડંબનજ સમજવું ( જુઓ પરચુરણ પદ ૩ પાનું ૧૧૬ ). સાધક જો એકલા બાહ્ય રંગમાંજ ગુંચવાઇ ગયો તો હાથથી ગયો, પરંતુ જીવ સ્થિર રાખશે તો અંતરંગ સમજી શકશે. બાહ્ય રંગમાં ગુંચવાઇ ગએલાના દૃષ્ટાંતમાં ગુજરાત માળવાના વાત્સલ્ય અને કાંઇક મધુર રસના વલ્લભી સંપ્રદાયના ભોગીઓમાથી

ક્વચિત્ જોવામાં આવે તો આંખ ઉઘડી જશે. ગૌડેશ્વર અને નિંબાર્ક સંપ્રદાયમાં મધુર રસ મુખ્ય છે અને તેના પણ આંતરિક વિકારમાંથી વામમાર્ગ ઉપર જઇને કેટલા પેટાપંથો નીકળ્યા છે તેમ આંતરિક વિકાર પણ કેટલો થયો છે. એ જોવાથી બસ થશે. માત્ર તફાવત એટલો કે આવા અલગ પડેલા પંથો મૂળ ગૌડીઆ સંપ્રદાયથી બહિષ્કાર થઇ ગયા છે. મધુર રસના આસ્વાદનની લાલચ, ખાંડાની ધાર જેવી છે, અગ્નિ વચ્ચે માંખણનો પિંડો રાખેલો છે તે લેવા જેવું છે. આ વિકટ માર્ગમાં ભૂલા પડવાથી આ સંપ્રદાયોના વિકાર પ્રત્યક્ષ છે. ખુદ ગૌરાંગ મહાપ્રભુ એક રામાનંદરાયનેજ પાત્ર કહે છે. પોતાને માટે પણ શંકા લે છે. ( જુઓ પરચુરણ પદ ૪ પાનુ '૧૧૭'. આ કારણથી ખાસ સૂચના કરવાની કે અપ્રાકૃત આનંદ લેવા માટે પ્રથમ ત્યાગ, વૈરાગ્ય, નીતિ, જપ, તપ, વિગેરેથી આંતરિક તથા બાહ્ય શુદ્ધિ કરીને પોતાનું પ્રાકૃત સ્વરૂપ ભૂલવાની જરૂર છે. રસ અલંકાર વિગેરે શૃંગાર રસના ઝરાની પેલીપાર શિવજીવના પ્રેમનું દિગ્દર્શન થઇ શકે તેમ છે અને એ ઝરામાંજ સાધક ડૂબ્યો તો પછી ગયો ! તેટલા માટે કંદર્પ, મદન, રતિક્રીડા, આલિંગન, ચુંબન આદિ શબ્દો તથા તે સંબંધનું વર્ણન આવે ત્યારે શિવજીવનો કેવળ દિવ્ય પ્રેમ સમજવાનો છે. ઉન્નત થએલો જીવ ઇશ્વર સિવાય રહી શકેજ નહિ તે માટેની આ બધી સામગ્રી છે. ઇશ્વર સાથે તદાકાર થઇ **अहं ब्रह्मास्मिनो** નિત્યાનંદનો અનુભવ લેવા માટે જીવની તનતોડ મહેનત છે, ને તે પ્રભુની કૃપાથીજ પાર પડી શકે. સાધક વધી વધીને પણ ગોપીના 'ભાવ' સુધી જઇ શકે નહિ ત્યાં પછી રાધાજીના 'મહાભાવ' ની તો આશાજ ક્યાંથી ? રાધાજી પ્રેમભક્તિની ઉંચામાં ઉંચી કોટિ છે. બ્રહ્મજ્ઞાનીની નિર્વિકલ્પ સમાધિ, અને આ પ્રેમીઓની સવિકલ્પ સમાધિ, એમ કહેવા હરકત નથી બ્રહ્મજ્ઞાનીને તત્ત્વમાં ઉંચામાં ઉંચી કોટિ જેમ બ્રહ્મ છે, તેમ મધુર

રસભોગી ભક્ત માટે રાધાજીનોપ્રેમ છે. બ્રહ્મજ્ઞાનનો જેમ સંન્યાસીને અધિકાર છે તેમ આ લીલાનો પણ સંન્યાસીનોજ અધિકાર છે. મૂળ પુરૂષ શ્રી ગૌરાંગપ્રભુ પણ સંન્યાસી જ હતા. વળી ખુદ કહે છે કે "રાસલીલા માંટે મારો પોતાનો પણ અધિકાર શું છે?" ( રાસલીલાના અધિકાર સંબંધે જુઓ પરચુરણ પદ ૨ પાનું ૧૧૫ ). દ્રષ્ટિ સમક્ષ આદર્શો છે. રાધાજી તે શ્રીકૃષ્ણની આહ્લાદિની શક્તિ; શ્રીકૃષ્ણ તે શક્તિમાન. શક્તિ અને શક્તિમાન શબ્દમાં જૂદાં પરંતુ વાસ્તવમાં એકજ છે; એજ અદ્વૈત !

બંગાળાના ભકતોએ તો શૃંગાર બહુજ ખુલ્લો નિડરપણે ગાયો છે. પણ ગુજરાત તે બંગાળા નહિ ! નરસિંહ મહેતાના " સુરત સંગ્રામ " ઉપરથી ખ્યાલ આવી શકશે. જયદેવ, વિદ્યાપતિ, ચંડીદાસ, સૂરદાસ, દયારામઆદિ ભક્તોએ પણ કમાલ કરી છે, પરંતુ શુકદેવજીએ જે સંકોચથી વર્ણવ્યો છે તે જ ધોરણ, દેશકાળને લઇને અમે સ્વીકાર્યું છે, તો પણ પાત્રતાનો વિચાર આવે છે ત્યારે ભય પેદા થાય છે. પ્રભુની અસંખ્ય લીલાઓમાંની આ રાધાકૃષ્ણની વ્રજલીલા એ એક અદ્ભૂત પ્રેમની અપૂર્વ લીલા છે, અને તે પ્રાકૃત ભાવમાં લેવાથી જે અનર્થ થયા છે તેમાંથી બચવા માટે બંગાળી મહાત્માઓ કરતાં વ્યાસ ભગવાનના ધોરણેજ તત્ત્વ અને લીલા મિશ્રિત રાખ્યાં છે કે જેથી ભયનું કારણ કમી રહે. બંગાળ તે બંગાળ ને ગુજરાત તે ગુજરાત ! આ સર્વ વાત સર્વેને વિદિત જ છે. ઇશ્વરની ઇચ્છા પ્રબળ છે, માટે પુનરૂક્તિનો દોષ વોહોરીને પણ વિનંતિ કરવાની કે પ્રાકૃતભાવ બીલકુલ ભૂલી જઇ માનસિક સંન્યાસની દીક્ષા મળે ત્યારે ખરૂં પોતાનું સ્વરૂપ વિચારી, મન શુદ્ધ કરીનેજ પછી લીલાનો ભાગ વાંચવામાં આવે તો ઠીક. હજારોમાંથી કોઇકજ લીલા માટે અધિકારી હોય છે. આ પ્રેમમાર્ગ માટેની નીસરણીમાં અનુક્રમે વર્ણાશ્રમધર્મપાલન, સત્કર્મ, નિષ્કામકર્મ, કૃષ્ણાર્પણકર્મ, કર્મ ત્યાગ,

શરણાગતિ, જ્ઞાન, ભક્તિ અને છેવટ પ્રેમ છે. ગુજરાતી ભાષામાં આ શૈલીનાં કાવ્યો દેખાતાં નથી એમ કહેવાય છે એટલે આ નવીન પ્રસાદી બહુ સંભાળથી લેવાની છે. વેદના સોમરસ જેવી છે, અધિકારીનેજ પચે. એક ચીજ કોઇને અનુકૂળ પડે તો કોઇને વાયડી પડે તો કોઇને બીમારી કરે અને કોઇને વિષ થઇ પડે! માટેજ ખાસ વિનંતિ છે. સત્ય વસ્તુ હાથ ન લાગે તો બ્રહ્મજ્ઞાનીને જેમ જડ થઇ જવાની ધાસ્તી છે તેમ લીલાવાળાને બાળચેષ્ટાની અથવા અન્ય પ્રકારની ધાસ્તી રહે છે; માટે બ્રહ્મજ્ઞાનીને જેમ છેવટે શુદ્ધ થઇને નમ્રતાપૂર્વક હાથમાં સમિધ્ લઇને ગુરૂ પાસે જવાનું છે તેવીજ સ્થિતિ આ રાધાજી પાસે મધુર રસભાવવાળાને, ખોળીયું બદલી શુદ્ધ થઇને જવાનું છે. બંને કોટિ સરખી છે.

આગળ કહેવાઇ ગયું તેમ આ ભજનાવલિમાં યુગલ ઉપાસના છે; એટલે કે વ્રજના રાધાકૃષ્ણની. ગૌડેશ્વર સંપ્રદાયમાં આ ઉપાસના પદ્ધતિસર તથા નિયમાનુસાર છે. તેની પહેલાં એ ઉપાસના ન હતી એમ નહિ; પરંતુ વેદ બ્રહ્મસૂત્ર તથા ગીતા–પ્રસ્થાનત્રયી–માંથી સાર કાઢી વેદાન્તનું સ્વરૂપ જેવી રીતે પ્રથમ શ્રી શંકરાચાર્યે બાંધ્યું, તેવી રીતે બંગાળાના શ્રીકૃષ્ણચૈતન્ય મહાપ્રભુએ આગળ કહેલા પાંચ ભાવ–રસ–નું સ્વરૂપ બાંધ્યું, અને સંપ્રદાયનું સ્વરૂપ ગોસાંઇઓ તથા અન્ય શિષ્યો પાસે બંધાવ્યું. વલ્લભી તથા નિંબાર્ક સંપ્રદાયોમાં રાધાજીનો સ્વકીયા ભાવ છે, પરંતુ ગૌડેશ્વરે રાધાજી તથા રાધાજીની રૂંવાટી–કાયવ્યૂહ–ગોપીઓ છતાં રસવૃદ્ધિ માટે પરકીયા "ભાવ" ગ્રહણ કર્યો છે. બીજા સંપ્રદાયો તથા માર્ગો ઇશ્વરનો સાક્ષાત્કાર પોતાની પદ્ધતિ અનુસાર ભલે કરે, પરંતુ જેમને વ્રજના રસિકશેખર શ્રી કૃષ્ણ સાથે યુગલસ્વરૂપે–પ્રકૃતિપુરૂષ સ્વરૂપે, પ્રભુત્વનું અંતર નહિ રાખીને પ્રત્યક્ષ સંબંધ કરવો હોય તો તેમને ગૌરાંગ મહાપ્રભુએ નિર્દિષ્ટ કરેલો માર્ગ ઉત્તમ છે એ નિઃસંશય છે. કોઇ પણ ભાવ માટેના પરિકર-

માંથી કોઇના પણ અનુગત થઇને લીલાનું આસ્વાદન કરવાનું છે. એકદમ રાધા જસોદા નંદ કે મધુમંગળ થઇ જવાનું નથી, પરંતુ તેમના અનુગત થવાનું છે, ને તેવા સચ્ચિદાનંદ સ્વરૂપમાં રાધાકૃષ્ણ-પુરૂષપ્રકૃતિ-લીલાનું આસ્વાદન કરવાનું છે, લગભગ અદ્વૈતની કોટિ છે.

હવે ગૌરાંગ મહાપ્રભુએ દર્શાવેલા માર્ગે જવું હોય તો પ્રથમ તો તેઓશ્રીનું ચરિત્ર જાણવું જોઇએ. ગુજરાતી ભાષામાં જો કે બહુ સાહિત્ય નથી પરંતુ કાંઇક જુજ છે એટલે ચરિત્રનો અભ્યાસ થઇ શકશે.

અષ્ટકાલીલીલાને બીજા શબ્દોમાં કહીએ તો અષ્ટાંગ યોગ કહી શકાય. માર્ગ જૂદા છતાં પરિણામમાં સામ્ય દેખાવથી પંડિતો સરખામણી કરે છે. અ ।સવિકલ્પ સમાધિ એ કોટિ અંતિમ છે. અષ્ટકાલી લીલામાં જેટલી રાધાકૃષ્ણની છે તે બધીજ ગૌરાંગ મહાપ્રભુની છે, કેમકે તેઓશ્રી રાત દિવસ એ બધી લીલાનુંજ સ્મરણ કરતા. તેઓશ્રીના અંગમાં બંનેનો ભાવ હોવાથી યુગલ સ્વરૂપેજ છે, એટલુંજ નહિ પણ યુગલ સ્વરૂપના અવતાર મનાય છે. આ પ્રમાણે તેમાંથી ગૌરાંગ મહાપ્રભુની લીલા આઠ સમયની સંક્ષેપમાં આઠ પદમાં બતાવી છે. આ લીલાનો પ્રવેશ કેવળ ભગવાનની કૃપા ઉપર અવલંબે છે. પુરૂષાર્થનું અભિમાન એકલું નિરૂપયોગી છે. ઉત્કટ ઇચ્છા થવી એજ પુરૂષાર્થ, બાકી ભગવાનની કૃપા !

આ પ્રમાણે આ બધું ભજનાવલિમાં શ્રીકૃષ્ણચૈતન્ય ગૌરાંગ મહાપ્રભુનું તત્ત્વ તથા લીલા, તેમ શ્રી રાધાકૃષ્ણનું તત્ત્વ તથા લીલા હોવાથી ઉપર કહ્યું તેમ નામ ' શ્રીકૃષ્ણ લીલામૃત બિંદુમાળા ' રાખ્યું છે. આ અમૃતબિંદુનાં ૧૦૮ પદ છે, ને તેની " શ્રીરંગમાળા " પછી બીજી હારમાળા બની છે.

રાધાકૃષ્ણ તત્ત્વનાં પદો શરૂમાંજ ૧૪ છે. ત્યાર પછીનાં ૭

પદો ગૌરતત્ત્વનાં છે, ત્યાર પછી ગૌર લીલાનાં ૮ પદ અને છેવટ રાધાકૃષ્ણ લીલાનાં ૭૯ પદ છે.

આ તત્ત્વ તથા લીલાના અંતે બીજાં અલગ ૧૪ પરચુરણ પદો છે. આ એકંદર પદોમાંથી કોઇ પણ તત્ત્વ અથવા લીલાના બિંદુનું આસ્વાદન એકાદ સાધકને પણ થશે તો કૃતાર્થ માનીશ.

આ પ્રસંગે કહેવાની ખાસ જરૂર છે કે માલસરના સંત શ્રી ગૌરાંગદાસજીની કૃપાથીજ આ ભજનાવલિનો જન્મ થયો છે એમ કહીએ તો ચાલે. તેઓશ્રીએ મોટી કૃપા કરીને વ્રજનો સ્વાદ ન ચખાડયો હોત તો આ માર્ગ જોવાની તક અમને મળવાનીજ ન હતી, માટે તેઓશ્રીનો ઉપકાર માનું છું. તેઓશ્રીને તો સંત હોવાથી કંઇ અપેક્ષાજ નથી પરંતુ હું તો પામર ખરોને ?



# અનુક્રમણિકા







# શ્રી કૃષ્ણલીલામૃત

## બિન્દુમાળા

---

### મંગલાચરણ.

રાગ કલ્યાણ-તાલ ધ્રુવપદ.

રાધે કૃષ્ણ ! કૃષ્ણ રાધે ! કૃષ્ણ રાધે ! રાધે કૃષ્ણ !
કૃષ્ણ રાધે ! રાધે કૃષ્ણ ! રટું હું કૃષ્ણ રાધે !--રાધે૦
વંદુ વિભુ સુધા સિંધુ ! વંદુ યુગલ વદન ઇંદુ !
વંદુ પ્રકૃતિ પુરૂષ બંધુ ! જગત સહુ આરાધે—રાધે૦
સકળ સૃષ્ટિ બ્રહ્મરૂપ, ભેદ માત્ર ભ્રાંતિ કૂપ;
જીવ બ્રહ્મનું સ્વરૂપ, કોણ કોને આરાધે ?—રાધે૦
વિષ્ણુ શંભુ સૂર્ય શક્તિ, ગજાનન આદિ(ની) ભક્તિ;
ભક્ત કરી બ્રહ્મમતિ, ચિત્તમાં ચિત્ત સાધે—રાધે૦
બ્રહ્મ પ્રેમ એક જાણી તે જ યુગલને પિછાણી;
તે જ ભક્ત હૃદય માની, પંડિત મોજ માણે—રાધે૦
અષ્ટકાલી યુગલલીલા, સાથ ગૌર ભાવલીલા;
દ્વૈતમાં અદ્વૈત લીલા, પ્રેમી જનને લાધે—રાધે૦
ઉભય લીલા ગાઇ ગાઈ, પ્રેમસિંધુ ન્હાઇ ન્હાઇ;
બની શુદ્ધ બાઇ ભાઇ, રટજો રાધે રાધે—રાધે૦
દીન બંધુ પ્રેમ સિંધુનું, દ્યો ગુરૂ ! એક બિંદુ;
જેથી રંક રંગ જંતુ, હૃદયે પ્રેમ વાધે—રાધે૦

---

# (૧) રાધાકૃષ્ણ તત્ત્વ.

## ૧

## પ્રેમ એજ બ્રહ્મ, ને તે જ રાધાકૃષ્ણ તત્ત્વ.

સારંગ. તાલ દીપચંદી.

પ્રેમરે વિના સર્વે તૂત છે—ટેક.
સત્ ચિત્ આનંદ બ્રહ્મ જે, પ્રેમે માત્ર પમાયજી;
કૃષ્ણરાધાતત્ત્વ પ્રેમ છે, શબ્દો જૂદા જણાયજી—પ્રેમ૦
અસ્તિ, ભાતિ, પ્રિય એટલું, નિત્ય બ્રહ્મનું સ્વરૂપજી;
નામ રૂપો સર્વ સૃષ્ટિનાં, મિથ્યા માયાનાં રૂપજી—પ્રેમ૦
સૃષ્ટિ અવિદ્યા તણી રચી, મનડે તેથી અસારજી;
તત્ત્વ મમત્વનું તે થકી, માનો મિથ્યા એ સારજી—પ્રેમ૦
પંચતત્ત્વો આદિ ઇશની, સૃષ્ટિ તેમાં ન બાધજી;
એ પ્રેમની સૃષ્ટિઓ તણું, સત્ય બ્રહ્મ અધિષ્ઠાનજી—પ્રેમ૦
યજ્ઞ આદિ કર્મ, યોગ ને, ભક્તિ, જ્ઞાનના પંથજી;
પ્રેમ વિનાના નિઃસાર છે, જેવા નપુંસક કંથજી—પ્રેમ૦
હ્યો કોઇ પણ પંથ મોક્ષનો, તેમાં પ્રેમ પ્રધાનજી;
મોક્ષ અને પ્રેમ એક છે, સાર શાસ્ત્ર તમામજી—પ્રેમ૦
બ્રહ્મ, રાધાકૃષ્ણપ્રેમ છે, મોક્ષ વસ્તુનાં નામજી;
રંગ પ્રભુ ભજો પ્રેમથી, પામો અચ્છિત ધામજી—પ્રેમ૦

૨

# કૃષ્ણ તત્ત્વમાં શિવજીવ તત્ત્વ.

## પ્રભાતીયું.

કોણરે એ સમાના કામની—એ રાહ.

ક્યાંયરે વસો છો કાનજી, રાધા રાણીની સંગે ?
મોજ કરો છો પ્રભુ તમે, ખૂબ રંગે ઉમંગે—ક્યાંયરે૦
તત્ત્વ તમારૂં પ્રેમનું, કેવાં કોનાં સ્વરૂપો ?
કૈલાસ કે વૈકુંઠ કે, ગોલોકે વાસ છુપો ?—ક્યાંયરે૦
શોધી વળ્યો હું બ્રહ્માંડમાં, થાકયો પાડીને બૂમો;
જાગો છો કે પડયા ઉંઘમાં ? સાચાં કહોને સ્વરૂપો—ક્યાંયરે૦
હું તો ઉડયો તમે ઉંઘમાં, આતે જુલમાટ કેવો ?
સમજજો કે હું જુદો નથી, નથી જેવો કે તેવો—ક્યાંયરે૦
બ્રહ્મ તમોને વેદો કહે, ધર્મો દે જુદાં નામો;
શંભુ વિષ્ણુ શ્રી ગણેશ કે, સૂર્યનાં નામ પામો—ક્યાંયરે૦
રામ કૃષ્ણાદિ રૂપે ઘણાં, કીધાં કાર્યો અનેરાં;
તોયે નિર્ગુણ ને નિર્લેપ છો, નાથ રૂપો ઘણેરાં—ક્યાંયરે૦
બ્રહ્માંડથી લઇ કીટ તે, બ્રહ્મ સ્વરૂપે સાચાં;
આતમ સત્ વસ્તુના વિના, શક્તિ હીણા એ સાંચા—ક્યાંયરે૦
જીવ વિના જેમ દેહ છે, સત્ વિણ સહુ જાણો;
સદ્ બ્રહ્મ એકલું સત્ય છે, બીજું મિથ્યા પ્રમાણો—ક્યાંયરે૦
બ્રહ્માંડો આ દેહમાં, સાથે ઇશ બીરાજે;
નિજનું સ્વરૂપ પીછાણવું, જ્ઞાન ભક્તિ જ્યાં રાજે—ક્યાંયરે૦
નહિ દૂરે, નહિ અંતિકે, નહિ જન્મો ન મરણો;
નહિ દેહી નહિ દેહ છો, નહિ છો કાર્યો કે કરણો—ક્યાંયરે૦

નહિ પ્રવૃત્તિ ના નિવૃત્તિ, નહિ રાગી વિરાગી:
બાધા નહિ દેશ કાળની, નહિ માયા પ્રભુ લાગી—ક્યાંયરે૦
નહિ લક્ષ કે ના અલક્ષ છો, નહિ છો એક અનેકો;
નહિ ભેદાભેદ આપમાં, એ છે સાચા વિવેકો—ક્યાંયરે૦
સર્વ નેતિનેતિનો રહ્યો, અવશેષ નિરાળો;
તે બ્રહ્મ જાગીને રંગની, કાઢો માયાની જાળો—ક્યાંયરે૦

---

૩

## લીલાઓના હેતુ.

### લાવણી.

લીલા લાલા ! શીદને તમનેરે ? (૨)
સુખે બેસતાં શું થાયે છે ? સાચું કહો અમને—લીલા૦
નથી ગોલોક પ્રભુ ગમતોરે ? (૨)
વૈકુંઠ કે વિધિ, શિવ, વિષ્ણુનો વાસ નથી રૂચતો ?—લીલા૦
આવીને કરો અહિં લીલારે; (૨)
નિરાકાર નિર્ગુણ નહિ રહેતાં, ફરો થઇ ઢીલા—લીલા૦
ખુલાસો કરો નાથ જનેરે; (૨)
લોકો તર્ક કરે વિધવિધના, પત્તો ના લાગે—લીલા૦
કૃપા થઇ આજ દાસપર ઘણીરે: (૨)
સાર બુદ્ધિ શ્રદ્ધાથી કાઢ્યો. શાસ્ત્રી મોટા બની—લીલા૦
દિસે ત્રણ હેતુ મને લાલારે; (૨)
સ્વતંત્ર છો સ્વામી મરજી, એ હેતુ મતવાલા !—લીલા૦
ભાવ ભક્તોના અનુસારે; (૨)
અનુગ્રહથી વશ થઇને આવો, રૂપ ઘણેરાં ધરી—લીલા૦

ત્રીજો હેતુ પામર માટેરે; (૨)
મોહ જાળથી છૂટો કરવો, હરેક પણુ ઘાટે—લીલા૦
લઇ અવતાર જૂદા જૂદારે; (૨)
લીલા રંગ અનેરા અંગે, સદા કરો રૂડા—લીલા૦

---

૪

## વ્રજલીલાની ખાસ ખુબી.

ગઝલ—તાલ દાદરો.

( અફસોસ કે આંખોસે દેખાઇ નહિ દેતા )—એ રાહ.

અપરાધ લાલા પ્રાણીનો, સમજ્યા તને ન કોઇ;
સંસ્કારને રૂચિ ભેદથી, દીઠી તુજમાં જુદાઇ—અપરાધ૦
રૂપો ઘણાં તુજ માનીને, સાધન ભેદ અપાર;
પાછો લાગ્યો વિકાર તેમાં. બુદ્ધિ ખાયે માર—અપરાધ૦
નર દેહ ધારી વ્રજમહિં, લીલા કરી અપાર;
તારી કૃપા બળને લઇ, સમજે મનુષ્યો સાર—અપરાધ૦
મથુરાં તથા દ્વારામતીની, લીલા પામરગમ્ય;
વ્રજ કેરી લીલા પંડિતોને, લાગે ગૂઢ અગમ્ય—અપરાધ૦
ઇશ્વરથી અધિકા ચાર ગુણ, વ્રજમાં બતાવ્યા ખાસ;
વેણુ, લીલા. રસ (પ્રેમ) રૂપના, ભંડાર રાખ્યા પાસ—અપરાધ૦
ઐશ્વર્ય કદિ પ્રભુ ના મુકે, લાલ ન રાખો લેશ;
પરિકર લઇને સાથમાં, કીધા ઘણેરા વેશ—અપરાધ૦
સેવા વ્રજની જે પ્રેમની, તે નહિ મનુષ્યની જેમ;
સત્–ચિત્ આનંદમય બેઉ જ્યાં, પ્રાકૃત પછી ત્યાં કેમ—અપરાધ૦
ભાષા તો લૌકિક બોલવી, બીજો નહિ ઉપાય;
'દાસી' લખે પ્યારી પ્રિયા પણ. 'દાસ' તો નર થાય—અપરાધ૦

એ વાત, વિદ્યા, બુદ્ધિ તર્કો, બહારનીજ સુજાણુ:
પ્રભુ યા કૃપા કોઇ સંતની, હરિનામ સરતો જાણુ—અપરાધ૦
વૈકુંઠ કે કૈલાસમાં, ઐશ્વર્યનો છે ભાવ;
આ માર્ગ પ્રેમી પ્રાણીનો, સંબંધ એજ પ્રભાવ—અપરાધ૦
જો ભૂલી માનુષ દેહને, ચિન્મય બનાવી કાય;
ચિન્મય કનૈયો ચિંતવે તો, ઝાંખી(ની) આશ કદાય—અપરાધ૦
જો માનવ ભાવ કરે કદી તો, થાય સત્યાનાશ:
પ્રેમેથી વિનવે રંગ લાલા ! પૂરો સૌની આશ—અપરાધ૦

---

## ૫

## શ્રીકૃષ્ણનું અચિંત્ય સ્વરૂપ.

### કાલિંગડાની ચાલ--લાવણી.

( એસા દેશ હમારા સાધુ, એસા દેશ હમારા હૈ--એ રાહ. )
લાલા સહુથી ન્યારા બંધુ ! લાલા સહુથી ન્યારા છે;
અનુપમ, અજબ, અતકર્ય નાથ એ, દેવ મનુજના પ્યારા છે-લાલા૦
લાલાનાં કામો હરઘડિયે, વિરોધ બાહ્ય જણાવે છે—લાલા૦
ઊંડા પેસી મર્મો માંહે, સંસ્કારી સમજી લે છે--લાલા૦
માતા [૧] ઘાતક માતા પાલક, માસી માતા તોલે છે—લાલા૦
વત્સ[૨] વૃષભના[૩] ઘાતક લાલા, પાલકમાં પણ પોતે છે--લાલા૦
કુંવારિકાનાં વસ્ત્ર હરીને, નીતિપાઠ પઢાવે છે--લાલા૦
સતિત્વ સ્ત્રીનાં ભંગ કરીને, મહાસતીત્વ વળી દે છે—લાલા૦
વેદ શાસ્ત્રનાં બંધ તોડીને, ધર્મ જગતમાં સ્થાપે છે--લાલા૦
એવો અજબ અમારો લાલો, રંગ હૃદયમાં વ્યાપે છે—લાલા૦

---

૧ પૂતના માસી. ૨ વત્સાસુર તથા વાછરડાં. ૩ વૃષભાસુર તથા આખલાઓ.

૬

# ગોલોક વૃન્દાવન નિત્યધામ.

## કાલિંગડાની ચાલ--લાવણી.

( હમ સાકાર ઉપાસીએ—એ રાહ )

લાલા ! ધામ નિત્ય તુજ કિયું ? વ્રજ ગોલોક નિત્ય છે ઠર્યું—ટેક.
ગોપી આદિ લલનાઓથી, લક્ષ્મીરૂપે ભર્યું;
પુરૂષ માત્ર ત્યાં કૃષ્ણ સ્વરૂપે એજ તત્ત્વ છે ખરૂં—લાલા !
વૃક્ષ બધાં તે કલ્પવૃક્ષ ને, જળ અમૃત થઇ રહ્યું;
કથા માત્ર તે ગાયન થાયે, ગમન નૃત્યમાં ભળ્યું—લાલા !
વેણુ તે ત્યાં સખી સ્વરૂપા, આનંદરૂપજ ધર્યું;
રવિ, શશિ, જ્યોતિ કૃષ્ણ તેજ તે, બ્રહ્માંડોમાં ફર્યું—લાલા !
બ્રહ્મસંહિતાનું આ ધોરણ ભાવિક જનને વર્યું;
મર્મ સમજવો ધર્મ સર્વનો, રંગ હૃદયમાં ઠર્યું—લાલા !

---

૭

# ગોપીની નિત્યપૂજા.

## ભજન.

( ગુરૂ મારે અગમ નિગમ જાના પર હોજી—રાહ )

હરિ તને જગત ભગત જન જાણે હોજી.
યોગી, જ્ઞાની, ભકતો પ્રેમી (૨), સાચી તેમાં ગોપીરે;
બાઇ ! સાચી તેમાં ગોપી—હરિ !
નિશદિન ધ્યાન તમારૂં લાલા ! (૨), લાલ લેહ એક લાગીરે;
બાઇ ! લાલ લેહ એક લાગી—હરિ !

સ્થૂળદેહથી વિરહ જણાયે (૨), ક્ષણ પણ નહિ વિખૂટી,
ભાઇ ! ક્ષણ પણ નહિ વિખૂટી—હરિ
વિરહ, મિલન નિત્ય પ્રિયતમ પૂજા (૨), ચિન્મયની કરનારીરે;
ભાઇ ! ચિન્મયની કરનારી—હરિ
સ્વેદ, (તે) પાદ્ય, ને અર્ઘ્ય પુલકો (૨), આચમન તણી વાણીરે;
ભાઇ ! આચમન તણી વાણી—હરિ
પંચામૃત તે સ્નાનોદક ને (૨), પ્રેમઅશ્રુનું પાણીરે;
ભાઇ ! પ્રેમ અશ્રુનું પાણી—હરિ
ગંધ બની કાયા સુગંધી (૨), હાસ્યપુષ્પ બલિહારીરે;
ભાઇ ! હાસ્ય પુષ્પ બલિહારી—હરિ
આત્મસમર્પણનાં નૈવેદ્યો (૨), અધરામૃતની બીડીરે;
ભાઇ ! અધરામૃતની બીડી—હરિ
દીપ, ધૂપ ને આરતિ માટે (૨), પ્રીતિ જ્યોતિ પ્રકટીરે;
ભાઇ ! પ્રીતિ જ્યોતિ પ્રકટી—હરિ
ઉંચી કોટિ ગોપી ભક્તની (૨), ગતિ નહિ પામર પ્રાણીરે;
ભાઇ ! ગતિ નહિ પામર પ્રાણી—હરિ
દિવ્ય અપ્રાકૃત પ્રેમ પ્રમાણો (૨), રંગો જાયે વારીરે;
ભાઇ ! રંગો જાયે વારી—હરિ

---

## ૮

## પ્રેમવશ થવાનો શ્રી કૃષ્ણનો સ્વભાવ.

( જીવ તેં હરિ ન સમર્યા ઘડી, કાયા કાલે જાશે પડી–એ રાહ )

પ્રેમી સ્વભાવ વિધિએ ઘડયો, પ્રેમી લાલ એક તું જડયો;
ઉષ્ણતા સ્વભાવ સૂરજનો, શૈત્ય છે સ્વભાવ ચાંદાનો.
પૃથ્વીનો સ્વભાવ રહેવાનો, વાયુનો સ્વભાવ વ્હાવાનો,
સર્વ વ્યાપકતા સ્વભાવ તો, એક આકાશ તણો જાણો–પ્રેમી૦

સાગર સ્વભાવ પ્રભુ સરજ્યો, સદા ગંભીર રહેવાનો;
સાધુ તે ધીરપણાનો બન્યો, શર્કરા સ્વભાવ મીઠાનો.
હરિ તુજ સ્વભાવ પ્રેમી ઘડયો, દુઃખીયાં દુઃખ દૂર કરવાનો;
કામીનો કામ થવા ફેરો, શત્રુને યમ દેખાવાનો-પ્રેમી૦
ભક્ત આધીન પ્રેમી પ્યારો, ભક્ત હૃદયોમાં રહેનારો;
સૌમ્ય તુ શાંત રસિક જનનો, શેઠ તું દાસ વાસનાનો.
મિત્ર તું સખ્ય ભાવનાનો, બાળ વત્સલતાવાળાનો;
ગોપીનો પ્રાણ, પિંડ શ્રીનો, રંગ આંખડલીનો તારો-પ્રેમી૦

---

૯

## શ્રીકૃષ્ણનાં ચરણચિન્હો.

( ચાંદલીઓ ઉગ્યારે સખી મારા ચોકમાં-એ રાહ. )

દક્ષિણ પદનાં ચિન્હ અઢારે શ્યામનાં;
તે પાછાં શ્રી વામપદે દેખાયજો—ટેક.

અર્ધચંદ્ર, યવ, છત્ર, ગદા ત્યાં શોભતાં;
શંખ, ચક્ર, અંકુશ, ધ્વજ, સાસ્રક રૂપજો—દક્ષિણ૦

ધનુષ, બાણ, અસિ, તલ ને મીન દિસે ત્યહાં;
પરિઘ અને શ્રી વૃક્ષ ભલાં શોભાયજો—દક્ષિણ૦

મનુજદેહના પગમાં એ ચિન્હ ના જડે;
મહા વ્યક્તિમાં કદિયે જુજ જણાય જો—દક્ષિણ૦

દેવકોટિમાં સ્હેજ વધારે હોય જો;
ગૌર યુગલપદ, રંગ જૂએ અઢાર જો—દક્ષિણ૦

---

## ૧૦
# ગોપીઓમાં રાધાજી શ્રેષ્ઠ.

### કવાલી.

ચંદ્રવંશી કનૈયાજી! દિસો સાચા હવે જાણ્યું;
વંશમાં લાલ! છો દીવો, ભક્તના વૃંદને ભાવ્યો. ૧
કળાઓ સોળ શશિ કેરી, શક્તિ રૂપે ધરી ગોપી;
સોળ યૂથેશ્વરી મુખ્યા, યૂથ(માં) હજારની સંખ્યા. ૨
નિત્ય સિદ્ધા બધી દાસી, સોળ હજાર છે ખાસી;
માનુષી દેહ નહિ તેનો, સચ્ચિદાનંદનાં રૂપો. ૩
સોળમાં આઠ મુખ્યા છે, રાધિકા શ્રેષ્ઠ તેમાં છે;
રાધિકા(નાં) કાયવ્યૂહો છે, નાયિકા રૂપ સર્વે છે. ૪
કોટિત્રણસેં બધી ગોપી, રાધિકાનીજ રૂંવાટી;
કૃષ્ણ રાધા સ્વરૂપે એક, રંગને તત્ત્વનો વિવેક. ૫

---

## ૧૧
# નાયક, નાયિકાને આધીન.

( ઓ વાંસલડી! વેરણ થઇ લાગે તું વ્રજની નારને—એ રાહ. )

ઓ જીવ ભલા! રસ પી પીને આનંદ સાગર ઝીલતો.
તેં વેદ વાક્ય પકડી લીધું, **रसो वै सः** સાર્થક કીધું;
હરિરસ કુંડું ભરી ભરી પીધું—ઓ જીવ ભલા!
તુજ ખાતર હરિ નાયક બનીઓ, નાયિકા પાઠ રાધા ભજવ્યો;
અપ્રાકૃત, પ્રાકૃતવત કીધો—ઓ જીવ ભલા!
રસમાં નાયક આધીન રહે, નાયિકા પ્રધાનપણુંજ કરે;
વ્યવહાર જગતમાં એજ કહે—ઓ જીવ ભલા!

જુઓ વિવાહટાણાની રીતો, સુણજો સુંદરીઓનાં ગીતો;
રીતો દેખાશે વીપરીતો—ઓ જીવ ભલા !
જુગટાના ખેલો નિહાળો, કન્યાની જીત સહુ ભાળો;
એઠું કન્યાનું ખવરાવો—ઓ જીવ ભલા !
વર અડકે કન્યાના પગને, કન્યાના જળથી સ્નાન કરે;
આધીનપણું ડગલે પગલે-ઓ જીવ ભલા !
નાયકના* ચાર પ્રકાર કહ્યા, હરિધીરલલિત= તે મુખ્ય બન્યા;
રસ રંગ હૃદયમાં રેડી રહ્યા—ઓ જીવ ભલા !

---

૧૨

## શ્રીજીનાં આભૂષણો.

### હીંચ.

( રામ રાખે તેમ રહીએ, ઓધવજી !—એ રાહ. )

જૂદાં બે રૂપ તમે ધાર્યાં, ઓ કાન્હબ્રહ્મ ! જૂદાં બે રૂપ તમે ધાર્યાં;
બેઉ જ્યોતિનાં તેજો વધાર્યાં—ઓ, કાન્હબ્રહ્મ !
ભક્ત કાજ નાયક તે નાયિકા થઇને, જૂના સ્વરૂપને વિસાર્યાં—ઓ૦
ધાર્યાં ઉચિત ગુણ નાયિકાના અંગે, ઉચિત ભૂષણો ઠઠાર્યાં—ઓ૦
તારૂણ્ય કારૂણ્ય લાવણ્ય આદિ, અમૃતસાગરે નાહ્યાં—ઓ૦

---

* દિવ્ય શૃંગાર રસમાં ચાર પ્રકારના ' નાયક ' કહેલા છે અનુકૂળ, દક્ષિણ, શઠ, ધૃષ્ટ. જે નાયક અન્ય લલનાના સ્નેહના પરિત્યાગ પૂર્વક, એક નાયિકામાં અતિશય આસક્ત તે અનુકૂળ ' નાયક. ' અનુકૂળના ચાર પ્રકાર:—

= (૧) ધીરોદાત્ત, (૨) ધીરલલિત, (૩) ધીરશાન્ત, (૪) ધીરોદ્ધત: તેમાંથી જે નાયકમાં રસિકતા, નવયૌવન, પરિહાસપટુતા, નિશ્ચિંતતા આદિ ગુણ હોય તે ધીરલલિત અનુકૂળ.

કંપ, પુલક, સ્તંભ, સ્વેદ, અશ્રુઆદિ રત્નનાં, આભૂષણો શણગાર્યા—ઓ૦
ગુણોની પુષ્પમાળ લજ્જાપટ પ્હેરી, કૃષ્ણનામ કર્ણફૂલ ધાર્યા—ઓ૦
સૌભાગ્ય બિંદિ, રાગ તાંબૂલ શોભે, પ્રણયકોપ ચોળીમાં દીપ્યાં—ઓ૦
નેત્રાંજન વામતાનં, પ્રણયગંધ અંગે, સૌંદર્ય વસ્ત્રો સજાવ્યાં—ઓ૦
રાધે કાન, કાન રાધે, રંગ એક છતાં ભિન્ન, અંતરંગ કાર્યો સમાર્યા—ઓ૦

---

૧૩

## રાધાકૃષ્ણનું એક રૂપ.

### હીંચ.

( કેરી સહીયર જેનો કંથડો—એ રાહ. )

રાધાને કૃષ્ણ એક રૂપ છે, બ્રહ્માનાં એ બે સ્વરૂપ;
કૃષ્ણ રાધા બ્રહ્મમાયા એક છે, રાધા કૃષ્ણ અનુરૂપ—રાધા૦
એક જ્યોતિની બની બે જ્યોતિયોરે, વત્તી—ઓછી ન કંઇ:
રૂપ, ગુણ, માધુરી ને શક્તિની, મણા એકેમાં નહિ—રાધા૦
શક્તિ શક્તિમાં ભિન્ન શી રીતેરે ? નામે ભિન્ન વસ્તુ એક;
પુષ્પ ને સુગંધી ભિન્ન એક કે ? શોચો મન માંહિ નેક—રાધા૦
એક હોય પુરૂષ કિંવા નાર તોરે, સુખ નહિ લવલેશ:
ભક્ત કાજ પુરૂષ પ્રકૃતિ ઉતર્યા, લઇ મનુજ દેહ વેશ—રાધા૦
શ્યામસ્યામા, દેવદેવી, ગોપગોપીરે, શ્યામ ગૌર એમ ભેદ;
પતિ પત્ની નાયક ને નાયિકા, થઇ દાખવ્યો અભેદ—રાધા૦
લીલા કાજ શ્યામ બન્યા સ્ત્રી, શ્રી બન્યાંરે પુરૂષરૂપ વારવાર;
જાતિભેદ આત્મતત્ત્વમાં નથી, શીખવાડયો એ સાર—રાધા૦
તત્ત્વ લીલા ભેદ ખૂબ શોચજોરે, રખે ભૂલતા લગાર;
મનુજ ભાવ સ્વપ્નમાં ન આણશો, દિવ્ય વસ્તુનો એ સાર—રાધા૦

શક્તિમાન, શક્તિ જુદી પાડીનેરે, કરે નાના એ ખેલ;
રંગ કહે રટો રાધા કૃષ્ણને, જાય શીંમતી આ વેળ—રાધા૦

---

## ૧૪

# શ્રી રાધા ઉપાસનાનું મહત્વ.

### ગરબી.

( આજે આનંદ ગુરૂ આવ્યા આંગણે—એ રાગ. )

કૃષ્ણ કરતાં રાધાજી ઉપાસજો—ટેક
કૃષ્ણે ટચલી પર ધાર્યો ગિરિવરને:
ગિરિધારી તે શ્રીમાં લીન—રાધાજી૦
કૃષ્ણ મોહ કરે બ્રહ્માદિ સહુને;
તે રાધાજીથી થાય મોહિત—રાધાજી૦
દેવ માત્ર શ્રીકૃષ્ણ તણા દાસો;
તે રાધાની સેવામાં તલ્લીન—રાધાજી૦
નચાવે કૃષ્ણ બ્રહ્માંડો સર્વેને;
તે નાચે શ્રી પાસે થઇ દીન—રાધાજી૦
પ્રાણી માત્ર નમે ભજે કૃષ્ણને;
તેનું રાધિકામાંજ આધીન—રાધાજી૦
કૃષ્ણ પાછળ દેવાદિ દોડતા;
તે શ્રી પૂંઠે, જેવાં જળ—મીન—રાધાજી૦
ભાઇ સમજો આ વાતના મર્મને;
રાધાકૃષ્ણ રંગા! નહિ ભિન્ન—રાધાજી૦

---

૧૫

# (૨) શ્રી ગૌરાંગ–ચૈતન્ય મહાપ્રભુ તત્ત્વ.

## ગૌડેશ્વર સંપ્રદાયની ખાસ ખુબી.

### કવ્વાલી.

( અય માતૃ ભૂમિ ! તેરે, ચરણોમેં શીશ નમાઉં–એ રાહ. )

વૈષ્ણવી સંપ્રદાયોના, અદ્વૈતી સાથ ઝઘડા:
ખંડનના કામે શૂરા, મંડનમાં પણ છે પૂરા. ૧
ખંડન વિણ મંડન કેવું ? એ સૂત્રને બસ લેવું;
માંહોમાંહે પણ તેવું, વિજયી વગાડે ડંકા. ૨
ગૌડેશ્વરે સ્વીકાર્યો, નીતિ યુક્તિ પથ સારો:
ખંડન વસ્તુ નહિ ભાળો, સઘળા જ સાચા સારા. ૩
પોતાનો પંથ બતાવ્યો, સઘળાથી કેવો ન્યારો !
જ્યાં પ્રેમ માત્ર નિહાળો, ખંડન તણા ક્યાં આરા? ૪
અદ્વૈતીની સાથે પણ, છે પ્રેમ ગૌડેશ્વરનો;
જે સ્વાદ બ્રહ્માનંદનો, ન વિરોધ તેના સામા. ૫
કહે સ્વાદ ખાંડ થાવામાં, કે ખાંડને ખાવામાં;
અદ્વૈતી સાકર થાશે, ગૌડેશ્વર સાકર ખાશે. ૬
રાખ્યાં અદ્વૈતી તત્ત્વો, અચિંત્ય ભેદા ભેદો;
એ પ્રેમીપંથજ ન્યારો, રંગને બતાવો લાલા ! ૭

૧૬

# શિવ કૃષ્ણ તત્ત્વમાં એક, પણ લીલામાં ભિન્ન.

## લીલાના ભાવો.

### ઝીંઝોટી-તાલ દાદરો.

( મેરો ગિરિધર ગોપાલ દુસરો ન કોઇ-એ રાહ. )

શંભુ-કૃષ્ણ તત્ત્વ એક, ભિન્ન સેવ્ય ભાવે;
બ્રહ્મરૂપ ઇષ્ટ સર્વ, ભેદ કયાંથી આવે ?-ટેક.
ભક્તની ઉપાસના, તથા લીલા પ્રસંગે;
તત્ત્વમાંય એક તોય, ભેદ અંગ અંગે-શંભુ૦
સેવક સ્વામી તણો, સંબંધ ભક્તિ માર્ગે;
પ્રાર્થના કરી કરીને, પાપ માફી માગે-શંભુ૦
ઇષ્ટ ને ઉપાસક બેઉ, પ્રભુપણું ન ભૂલે;
નિશિદિન સ્થિર એક રૂપ, દાસ જોઇ ફૂલે-શંભુ૦
ગૌડ સંપ્રદાય સર્વથી થયો નિરાળો;
મથુરા તણો એ પેંડો, સર્વથીજ ન્યારો-શંભુ૦
જાણી પ્રભુ તણું પ્રભુત્વ, ભૂલવું પછીથી;
પ્રેમસેવને સ્વીકારી, સિદ્ધ દેહ ધારી-શંભુ૦
ઇષ્ટ ગુરૂ સંત કૃપા, હોય સંસ્કાર;
જાય પ્રાણી પ્રેમદ્વાર, વાર ના લગાર-શંભુ૦
અન્ય પામરોની કાજ, સીડી છે તૈયાર;
પગથીયે ચઢીને જાય, થાય ભવે પાર-શંભુ૦
વેદવિહિત કર્મ ધર્મ, વર્ણાશ્રમ(ના) ચાર;
પ્રથમ ને પછી નિષ્કામ, કર્મ એજ સાર-શંભુ૦

કૃષ્ણાર્પણ કર્મ ને, પછીનો કર્મ ત્યાગ;
તે પછી શરણાગતિ ને, જ્ઞાન, ભક્તિ, રાગ-શંભુ૦
અંતમાં જરૂર મળે, પ્રેમ કેરું દ્વાર;
પાંચ ભાવમાંથી, કરો, કોઇનો સ્વીકાર-શંભુ૦
સ્વાર્થ ગંધ લેશ નહિ, લીલા વ્રજ માંહિ;
પ્રેમ પ્રેમ પ્રેમ એક, અન્ય વાત નાહિ-શંભુ૦
શેઠ, સખા, પુત્ર, સ્વામી, થાય ભક્ત કાજે;
મનુષ્ય બુદ્ધિ, તર્ક, યોગ, જ્ઞાન ત્યાં ન છાજે-શંભુ૦
ભાવ ચારમાં સંબંધ, થાય છે સાક્ષાત;
લીલા અનુભવી જનોની, એજ નેક વાત-શંભુ૦
જાત જાત, ભાત ભાતની, જૂઓ મજાઓ;
ક્ષણ ક્ષણે નવીન ઉડે, મોજની ધ્વજાઓ-શંભુ૦
રૂપ, રંગ ને ઉમંગ, અખૂટ ખાણુ ભાળો;
અંગ રોમ-રોમ હર્ષ, * કળિ સમાન ફાલો-શંભુ૦
**किं बहुना** ! પાત્ર હો તો, પ્રેમપંથ લઇ લ્યો;
પ્રેમ ગંગના તરંગે, રંગ કહે ઝીલો-શંભુ૦

---

૧૭

## જીવની લાલસા.

### કાફીની ચાલ-ઠુમરી.

( આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી-એ રાહ )
શું જોઇએ જીવડા ! માગી લે, શીદને ફાંફાં મારે છે ?
જીવતર આખું વિષયો સેવ્યા, હજીએ શું દિલ ધારે છે ?-શું

---

* પુષ્પકળિ.

સેવાના બદલામાં કાંઇ કૃપા, મળી ભાઇ! વિચારે છે?
શાન્તિથી સ્થિર ચિત્ત કરીને, જો ચિતડું કોઇ ઠારે છે?–શું૦
પ્રાકૃત વિષયો મૂકી હવે, ફેરવ ચિત્ત કર ચિન્મય દૃષ્ટિ;
અણુધાર્યો આનંદ પમાશે, દેખાશે રસમય સૃષ્ટિ–શું૦
સ્થૂળ મહાભૂતો રૂપાદિ, અનિત્ય સ્વાર્થી જો લાગ્યાં;
ચિત્ત પરોવ અપ્રાકૃત વિષયે, આવી મળશે મ્હોં માગ્યાં–શું૦
પ્રેમ હોય તો ગૌર પથે, થઇ દિવ્ય યુગલ દર્શન કર પ્યારા;
રૂપ-રંગ અકલ ચાતુરી, રસ લાવણ્ય તણા ભંડારા–શું૦
જોબન ખાન-પાન-ક્રીડા, શૃંગાર કળા વિદ્યાદિ ખાણો;
પ્રાકૃત કામ મળે નહિ નામે, પ્રેમ અપ્રાકૃત ત્યાંજ પ્રમાણો–શું૦
સર્વ રત્ન ગુણ(નું) સંમેલન ત્યાં, દિવ્ય સાગરે દેખાશે;
જે જોઇએ તે માગી લેજે, રંગનો લાલ જરૂર દેશે–શું૦

---

૧૮

## શ્રી ગૌરાંગનો પ્રાકટ્ય હેતુ.

### લાવણી.

( એક સમે હનુમાન ગરૂડ બે એક સ્થળ મળીયા–એ રાહ. )
કૃષ્ણ પ્રભુએ દ્વારાવતીમાં, ધાર્યું મનની સાથ;
હું છું પૂર્ણાનંદ બ્રહ્મ પણ, ભક્તિ તણી નહિ વાત. ૧
મ્હારા આનંદનો અનુભવ, મ્હારાથી કેમ પમાય?
ભક્તિ તણું સુખ પણ મ્હારાથી, શી રીતે લેવાય? ૨
આનંદ ભક્તિ સુખ લે શક્તિ, આહ્લાદિની મુજ ભિન્ન;
રાધા પામે લાભ બેવડો, મુજમાં રહીને લીન. ૩
એવામાં દર્પણ મુખ દેખી, પ્રભુ બોલ્યા તત્કાળ;
આવું સુંદર રૂપ ભોગવે, રાધા થઇને ન્યહાલ! ૪

ત્રગણો ભોગવટો લે રાધા, એ તે કેવી વાત ?!
મુજને કાંઇ મળે નહિ ઉલટું, મ્હારૂં લુંટાઇ જાય! ૫
એક દેહમાં બેઉ રૂપ લઇ, ગૌર નામ(તો) લઉં લ્હાવ;
ભાવવિલાસ કાન્તિ શ્રીનાં લઇ, ભીતર (રાખું) મ્હારો ભાવ. ૬
ગર્ભિત હેતુ દાખીને, બતલાવ્યું બીજું બહાર;
ધર્મગ્લાનિ કારણ અવતરવું, એજ બાહ્યનો સાર. ૭
શાસ્ત્ર પ્રમાણે કલિમાં કેશવ, કીર્તન મુક્તિ અંગ;
રાધા ભાવે કીર્તન મંગળ, જંગ મચાવું રંગ. ૮
વિચાર કરીને કહે શ્રીને, લેવો છે મુજને લાભ;
તવ સુખના અનુભવના રાધે! કૃપા કરી દ્યો ભાગ. ૯
શ્રી કહે પ્રિયતમ! એ બોજો, આપેથી ના ઝીલાય;
કોમળ ને સુકુમાર કાય પ્રિય, વાત ન એવી થાય. ૧૦
શ્રીજી ચેત્યાં, પ્રેમ કરજ, ગોપીનું કેડે લાલ;
માત તાત સુત સ્ત્રી આદિને, ત્યજશે મ્હારો ગ્વાલ. ૧૧
લઇ સંન્યાસી વેશ વિચરશે, મસ્ત ગોપીની ચાલ;
રાધા સાચી જો હું વધારૂં, કરજ વ્યાજની સાથ. ૧૨
આવરણ દઇ નિજ વપુનું, ઝીલ્યો શ્રીએ સહુ ભાર;
સાત્વિકભાવ તણા લઇને ધા, જીતી મયા નાર. ૧૩
આખર સંમતિ લઇ શ્રીજીની, આવ્યા ધરણિ માંય;
કવચિત્ કૃષ્ણ નિશદિન રાધા, ભાવે રહે ગોરાય. ૧૪
તાર્કિક વામી જોર હતું બહુ ઉડીયા[1] બંગ[2] પ્રદેશ;
પ્રેમ ભક્તિ પંથે દોર્યા, પામર જનને ગૌરેશ. ૧૫
અનેક સંકટ વેઠી લઇ, સંન્યાસી કેરો વેશ;
પ્રચાર કીધું નામ હરિનું, ફરીને દેશોદેશ. ૧૬
સ્માર્ત શૈવ કે શાક્ત ભલે હો, ભૂલે નહિ ઉપકાર;
પૂજે ગોરા રંગ ઉડીયા, બંગાલી નરનાર. ૧૭

---

૧ ઓરિસામાં. ૨ બંગાળામાં.

૧૯

## ગૈરાંગના જ્ઞાનરૂપી સંન્યાસનું ગીત.

મૈં તો હરિગુણ ગાવત નાચુંગી–એ રાહ.

અમે ગૌર યુગલ ભાવ ગીત ગાઇશું,
ગાઇશું અમે ગાઇશું—અમે ગૌર૦

મંડળ બનાવ્યું મોટું પ્રેમથી, બંગ ઉડીયાને ધન્ય માનીશું–અમે૦
સજ્જન હતા તે સ્હેજમાં સુધર્યા, દુર્જનિયાંને ગણાવીશું–અમે૦
ભેખ લીધો પાપી દુષ્ટો માટે, ઉપમા તે કયાં થકી આણીશું?–અમે૦
મુગ્ધા સતી વૃદ્ધ માતા મૂકીને, સંન્યાસ વેશને વધાવીશું–અમે૦
તત્ત્વો જણાવે શંકર ને ગૌરનાં, જ્ઞાન ભેખની જરૂર જાણીશું–અમે૦
તત્ત્વજ્ઞાન રંગ! પહેલું જાણીને અંતે, ગૌર પ્રેમ વેણુમાં નાહીશું–અમે૦

---

૨૦

## શ્રી ચૈતન્ય પ્રેમાવતાર.

### ભેરવીની.

( જમુનામેં ભેખ મુરારી, દેઓગે ધેનુ હમારી–એ રાહ. )

ભવસાગર મહાસાગરમાં, દેખી દુનિયાને દુઃખમાં—ટેક.

પ્રભુએ ધાર્યું ખૂબ વિચારી, દીઠી પ્રેમ ભક્તિની ખામી:
કલિમાં હરિકીર્તન સુખકારી, નિર્ણય કીધો;
અવતારી(ની) પ્રેમી ખપ જગમાં–ભવ૦

પ્રકટયા બંગે* મહા પ્રભુ પ્રેમી, ગોરા યુગલ રૂપ અવતારી;
નૌકા લીધી પ્રેમની ભારી, નિસર્યા શોધે;
છે પ્રેમભૂમિ કોઇ સ્થળમાં?–ભવ૦

---

* બંગદેશ–બંગલા–બંગાળા.

આવ્યા જમુનાતટ અવતારી, ચિત્તમાં શાન્તિ આવી સારી;
ધાર્યું આ ભૂમિ પ્રેમાળી, ઉતર્યા સ્વામી,
કીધો નિશ્ચય ઘડી પળમાં–ભવ૦
વ્રજમાં ઠામ ઠામ ફરી ફરીને, લીલાસ્થળ મુકરર કરી કરીને;
મહિમા પ્રકટાવ્યો ઠરી ઠરીને, પ્રકાશ કરી;
વ્રજ મસ્ત કીધું કીર્તનમાં–ભવ૦
ગુણુ વૈષ્ણુવના શાસ્ત્રો માને, બતલાવ્યા પ્રત્યક્ષપ્રમાણે;
શક્તિ દઇ મોકલ્યા શ્યામે, છ ગોસાંઇયો;
નમુનો નહિ જેનો જગમાં–ભવ૦
લીલા, ભાવ તથા તત્ત્વોના, વિદ્યા સાથે અનુભવોના;
કીધા પ્રકાર ગ્રંથો નાના, સ્થળ પ્રકટાવી;
વીજળી ચમકી સહુ તનમાં–ભવ૦
હજીયે હાલ જુઓ વ્રજ જઇ જઇ, જડશે ભક્ત નમુના કંઇ કંઇ;
વિદ્યા, વિનય, નમ્રતા તહિં તહિં, રતિ ગર્વ નહિ;
વૈરાગ્ય દૈન્ય ભર તનમાં–ભવ૦
ફાટી તૂટી કંથા ધારી, ટુકડો માધુકરીનો ખાઇ;
દંડવત્ કાય 'દંડવત્' બોલી, લીલા મસ્તો;
( હે સંતો ! ) રંગને રંગો આ ભવમાં–ભવ૦

---

૨૧

# ગૌર ભકિત.

## લાવણી.

( ધ્યાન સદા ધરજોરે પ્રભુનું ધ્યાન સદા ધરજો–એ રાહ. )

ગૌર હરિ ભજજોરે, અમારા ગૌર હરિ ભજજો;
કલિયુગ તારણુ તરણુ અમારા, ગૌર હરિ ભજજો.

આધિ વ્યાધિ અને ઉપાધિ, લાગી રહી ડરજો;
પ્રેમ માર્ગ લઇ બચતું હોય તો, ગૌરવૃંદ ભળજો. ૨
ગોરા નાથી અન્ય નચાવે, વાત હૃદય ધરજો;
હાથી વાઘ રીંછ વરૂ નાચે, તામસને ત્યજજો. ૩
અમીર, વજીર, રાજા, સંન્યાસી, જાતે જોઈ વળજો;
નાચ્યા પંડિત મ્લેચ્છ અંત્યજો, મંડળમાં મળજો. ૪
શાસ્ત્રો કહે " કલિયુગમાં કેવળ, નામ* લઇ સ્મરજો; "
નહિ તો રંગા ! લાખ ચોર્યાસી, ફેરામાં ફરજો. ૫

---

૨૨

# ( ૩ ) શ્રી ગૌરાંગ મહા પ્રભુની અષ્ટકાલી લીલા.

## નિશાન્તલીલા.

( બિભાસ )—તાલ દાદરો.

વાસમાં શ્રીવાસના, ફુલવાડી મધ્યેરે;
ફુલવાડી મધ્યે રૂડું, મંદિર મણિમય દીપેરે–વાસમાં૦
રત્નજડિત સ્વર્ણ ખાટ, મંદિરે પ્રકાશેરે;
મૃદુ સુગંધી પુષ્પ સેજ, ખાટ પર શી ભાસેરે !–વાસમાં૦
તેજરૂપરાશિ પોઢયા, ભકતવૃન્દ હેરેરે
નિશાન્તે લીલા પ્રભુની, દેખવાને ટેહેરેરે–વાસમાં૦
યુગલ કુંજભંગ લીલા, ગૌરવદન દીસેરે;
અશ્રુ, પુલક આદિ ભાવ, ભક્ત દેખી હીસેરે–વાસમાં૦
ખોલ ને કરતાલ વાગે, ભક્ત મત્ત નાચેરે;
લીલાનુસાર ગાન, ગાઇ–ગાઇ રાચેરે–વાસમાં૦

---

* કેશવ–હરિ–નું નામ.

22

જંભા સહ ચપટી વાગે, અંગ મરડી જાગેરે;
માર્જન મુખ કરી લઇ, આળસને ત્યાગેરે-વાસમાં૦
લઇને તાંબૂલ ગૌર, બિંબ અધર રાજેરે;
આરતિ ઉતારે ભક્ત, પ્રેમ સિંધુ ગાજેરે-વાસમાં૦
ઠોર જામી કીર્તનની, ભક્તવૃન્દ સંગેરે;
નિજ ગૃહે પ્રભુ આવીયા, રંગભર ઉમંગેરે-વાસમાં૦
વિદા કરી ભક્ત ગણો, વિરહ દુઃખ આલેરે·
રંગ શું વદે એ ભાર વાણી જ્યાં ન ચાલેરે-વાસમાં૦

---

23

## પ્રાતઃલીલા.

### ( આશાવરી )—ત્રિતાલ.

પુષ્પસેજ તારલામાં, ગૌર ચંદ લાગે—ટેક.
કનકકમલ જાણે, ક્ષીરોદધિ વચ્ચે;
ગૌરભાલ મધ્યે, કેશર રાજે-પુષ્પ૦
માત શચી કહે જાગો, લાલ નયન તારા:
વદનકમલ બાપુ! ભક્ત જોવા માગે-પુષ્પ૦
[1]માલિની તથા શચીમા, જગાડે ગોરાને;
કહે આંગણુમાં બાળ, પાર કરે રાગે-પુષ્પ૦
મોડીને આળસ ગોરા, નયન ચોળીને;
આજ્ઞાધારી ગૌર હરિ, નિંદમાંથી જાગે-પુષ્પ૦
પ્રણામ કરી માતાને, કૃપા કટાક્ષો ભક્તોને;
મુખ ધોઇ લીએ પાન, શોભે પૂર્વરાગે-પુષ્પ૦

---

1 શ્રીવાસપંડિતનાં પત્ની.

લઇ પૂજા પાત્ર દ્રવ્ય, ગંગા પૂજા કાજે;
ગંગાતીરે ચાલ્યા, ભક્તો આગે—પુષ્પ૦
પ્રણામ કરી પ્રવેશ્યા, જળમાં સહુ સંગે;
જોવા દેવ દેવી, સ્વર્ગને ત્યાગે—પુષ્પ૦
ક્રીડાઓ અનેક કરે, રંગ ને ઉમંગે
શેષશાયીઆદિ લીલા, રમતો બતાવે પુષ્પ૦
વસ્ત્રપરિધાન કરી, પૂજા કરી ઘેર જઇ;
લીના ભાગભોગ પ્રાત્યે પૂર્ણ અનુરાગે—પુષ્પ૦
તિલક આભૂષણાદિ, પુષ્પ હાર ધારે;
વિષ્ણુપૂજન કરી તુલસી, પરિક્રમા દે—પુષ્પ૦
ગાન તાન સાથ કરે, કીર્તન આનંદે;
કૃષ્ણ કથા પછી સર્વ, લે પ્રસાદ સાથે—પુષ્પ૦
તારા મધ્યે ઇંદુ જળ મધ્યે, અબ્જ[2] ગોરા;
કમલ શોભે છે જેમ, સુંદર તડાગે[3]—પુષ્પ૦
લઇ તાંબુલ ચાલ્યા, શયનગૃહ પ્રાંત;
યોગનિદ્રા ભાવ કીધા, ગોરા મહાભાગે[4]—પુષ્પ૦
ચામર વ્યજન આદિ, સેવે દાસ રાગે;
રંગના કર્ણોમાં નિત્યે, ભણકારા વાગે—પુષ્પ૦

---

## ૨૪

## પૂર્વાહ્નલીલા.

### (ભૈરવી)—ત્રિતાલ.

ગૌર પ્રભુ ભાવ કરે, વન ગમનલીલા—ટેક.
વ્રજને વિરહ દઇ, સંગ સખા (શ્રીકૃષ્ણ) ચાલ્યા;

---

૨ કમળ. ૩ સરોવર. ૪ મહા ભાગ્યવાન.

સખા ( ને ) વનને મન ભાવ્યા—વન ગમન૦
ભક્ત ધૈર ને બજારે, કરે ક્રીડા નાના;
માગે શ્રીધર પાસ શુભ દાના—વન ગમન૦
નિર્ધન ભક્ત ન બૂજે, મર્મ પ્રભુ ગોરાના;
કૃષ્ણ વિરહે કરે બહુ વાના—વન ગમન૦
વિરહ દુઃખો શ્રીજીનાં, અશ્રુકંપાદિ વાળાં;
ગોરભાવમાં, સહુ નાહ્યા—વન ગમન૦
વનગમન ( લીલા ) ભાવ, ગંગકૂલે કરે ગોર;
રંગ શું વખાણે એ લીલા ?—વન ગમન૦

---

૨૫

## મધ્યાન્હલીલા.

( સારંગ. તાલ દીપચંદી—ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાહ. )

કૃષ્ણલીલા ગોરા અનુસરે—ટેક૦
કુસુમસરોવર ને પછી, રાધાકુંડની લીલાએજી;
સૂર્યપૂજન આદિ ભાવના, પાર તે કયમ પાઓજી ?—કૃષ્ણ૦
કેલિ વસંત હિંદોલ ને જળ કેલિના ખેલજી;
મધુપાન (કરતા) લઈ પાર્શ્વમાં કરે, ગદાધર સંગે ગેલજી—કૃષ્ણ૦
ત્યાગી રાધાજીના ભાવને, શ્યામભાવમાં મત્તજી,
હાસ્ય વિનોદ સાથે ધરે, *ગદાધરજીનો હસ્તજી—કૃષ્ણ૦
એ સર્વ ભાવ ગોરા કરે, ગંગાતટના ઉદ્યાનજી;
રાસલીલા આદિ ભાવમાં, થાયે સર્વે ગુલતાનજી—કૃષ્ણ૦
અદ્‌ભૂત અતુલ ક્રીડા આતો, દિવ્ય અનુપમ વાતજી;
આનંદ રંગ નિત્યે નવા, ઉડે ત્યાં ભલી ભાતજી—કૃષ્ણ૦

---

* ગદાધર રાધાજીનો અંશ છે.

જે જે કરે ભાવ ગૌર શ્રી, ભક્તો ઝીલે ને ગાયજી;
રંગ કહે ભાવ એ બધા, કૃપાથીજ સમજાયજી—કૃષ્ણ૦

---

૨૬

## અપરાહ્નલીલા.

(જંગલો. ત્રિતાલ—અબ ના બજાવો શ્યામ—એ રાહ.)

પ્રભુ ! આ ત્હમારો ભાવ,
શું સ્હમજાયેરે ?—પ્રભુ !
ભક્ત મંડળી સહ, ગંગાતટ વિચરેરે;
કૃષ્ણલીલા ભાવના ભંડાર—પ્રભુ !
મહેલ બિરાજી શ્રીજી, નિરખે આતુર ચિત્તેરે;
* પ્રિયતમ(ની) ગૃહપ્રતિ વાટ—પ્રભુ !
નટવર વેશ ધરી, પ્રિય ગૌધણ હાંકેરે;
સખા, પશુ આનંદ અપાર—પ્રભુ !
લીલા એ સંભારી, રાધાકૃષ્ણ કેરીરે;
ગોરા કરી બતલાવે ભાવ—પ્રભુ !
× ઘર્મ, પુલક, કંપાશ્રુ, હુંકારોરે;
ઉઠે ગૌર અંગે અંગ જ્વાળ—પ્રભુ !
ગૌરજધૂસર વદન કમલ નિરખીરે;
ગોરાના દેખો કોઇ ભાવ—પ્રભુ !
ગૃહપ્રતિ આવે ગોરા, શચીમા લાડ કરેરે;
આરતિ ઉતારે કરી વ્હાલ—પ્રભુ !
ભક્તવૃન્દ સહ કરે આંગણમાં ક્રીડારે;
કૃષ્ણલીલા રંગ ! અનુસાર—પ્રભુ !

---

* શ્રીકૃષ્ણ. × પરસેવો.

૨૭

# સાયંલીલા.

( કલ્યાણ-ત્રિતાલ-મેરો મન હર લીનો રાજા રણછોડ-એ રાહ. )

ગૌર પ્રભુ કૃષ્ણલીલા, કરે સાયંકાલે—ટેક૦

ગૌશાળ જઇ લાલ, કરે વિવિધ ધમાલ;

ગોદોહનનો કરે તાલ—ગૌર પ્રભુ૦

વત્સ લડાવે, સાંઢ કુસ્તી ભાવે;

સખા સંગે ખેલે ખેલાવે—ગૌર પ્રભુ૦

ભાવ બધા એ, ગૌર બતાવે;

સંધ્યા જઇ કરે ગંગાઘાટે—ગૌર પ્રભુ૦

ઘેર જઇ ગૌર, માત વ્હાલ પામે;

આરતિ ઉતારે બહુ ભાવે—ગૌર પ્રભુ૦

ભક્ત સંગાથે, ભોજન લે ભાતે;

શચીમા જમાડે ખૂબ ખાંતે—ગૌર પ્રભુ૦

લાડુલડાઇઓ, ભકતો ઝમાવે;

નિતાઇ અદ્વૈત જંગ ઝામે—ગૌર પ્રભુ૦

બિરાજે મંડપ મધ્યે, બંદી ગુણ ગાયે;

દર્શન દે સર્વને સંગાથે—ગૌર પ્રભુ૦

શયન મંદિર જઇ, છળ નિંદ દાખે;

અભિસાર ચિત્ત રંગ રાખે—ગૌર પ્રભુ૦

૨૮

## પ્રદોષલીલા.

### ( બિહાગ )--ત્રિતાલ.

ગોરા ખેલે ખંતથી, વિષ્ણુ પ્રિયા સંગ-ટેક.
કોઇ રજની ઘરમા રહે, કદી ગદાધર સંગ-ગોરા૦
કદી નિદ્રાનિમિત્તથી, સૂવે ગોરા રાય
સૂતાં મૂકી પત્નીને, ફિરે ગૌર અસંગ-ગોરા૦
શ્રીઅભિસાર સ્મરી પ્રભુ. સંભળી દે પાય;
ક્ષણે દ્રુત* ક્ષણે મંદ, ગતિ ગેરા અંગ-ગોરા૦
જઇ ગંગાતટે કરે, વિપિનવિહાર:
ભકતો સંગે કેલિઓ, કરે રંગ બેરંગ-ગોરા૦
શ્રીવાસઆંગણુ હરિ, મંડપમાં કરી વાસ:
કૃષ્ણકથામાં રતિ, ને અતિ ઉમંગ-ગોરા૦
પૂર્વભાવ ધરી ધ્યાન, ભક્ત ગાયે ગાન;
ભાવો પ્રકટે જોશથી, સામુદ્રીતરંગ-ગોરા૦
ભાવ વિરહના =ઘર્મ, અશ્રુ, પુલક અતિ થાય;
દેખે સહુ સાક્ષાત, શ્રીકૃષ્ણલીલા રંગ-ગોરા૦

---

૨૯

## નિશાલીલા.

### ( માલકોશ )-તાલ દીપચંદી.

મચ્યો જંગ કીર્તન કેરો મહાન;
પ્રભુ ગુગનાં જામીયાં ગાન તાન-મચ્યો૦

---

* શીઘ્ર. = પરસેવો.

નિતાઇ, ગૌર, શ્રીવાસ, અદ્વૈતચંદ;
ગદાધર, ગોવિંદ, ગોપાલ (આદિ) વૃંદ-મચ્યો૦
ડુબ્યા ભાવમાં સર્વ, તન્મય બન્યા;
ભુલ્યા ભાન બાહેરનું શી મણા ?-મચ્યો૦
કુદે કોઇ આકાશ, ફાળો ભરે;
હસે બૂમ મારે, વળી કો રડે-મચ્યો૦
ચઢે કોઇ સ્કંધે વળી કો ધરે;
કહી 'તે જ હું'* પાદ કોના શિરે-મચ્યો૦
પડે મૂર્છનામાં, કંઇ મુકત કેશ;
કંઇ બંધ નેત્રો, કંઇ નાxનિમેષ-મચ્યો૦
કોઇ ગાય નાચે, બજાવે મૃદંગ;
વચ્ચો વચ્ચ નાચે, પ્રભુ ગૌર અંગ-મચ્યો૦
વિવિધ તાલ નૂપુર, વાગે મધુર;
બધા ભકતનાં ઉછળે જેમ ઉર-મચ્યો૦
યુગલ કુંજલીલા, પ્રભુજી લહે;
સકલ અષ્ટસાત્વિક ભાવે રહે-મચ્યો૦
સદા રાધિકા ભાવ માંહિ વહે;
કદી સંગ ÷પંડિત કેરો ચહે-મચ્યો૦
સતત્ અશ્રુધારાસરિત વહી જાય;
જમીં પર લોટે, કરે હુંકાર-મચ્યો૦
કદી અટ્ટહાસ્યો, કદી અંગ સ્તંભ;
કદી ગદ્ગદી વાણિ વિવર્ણ રંગ-મચ્યો૦
કરે નૃત્ય ઉદ્દંડ, કંપે ધરા;
નહિ કામ ત્યાં કાયરોનું જરા-મચ્યો૦

---

* સોઽહમ્ x કોઇનાં નેત્રો ખુલ્લાં રહે છે. ÷ રાધારૂપે ગદાધર પંડિત.

થઇ પુષ્પ વૃષ્ટિ, પ્રભુ લે વિરામ;
કરે પાદસેવાદિ, દાસો તમામ-મચ્યો૦
લઇ ભાવથી ભોજનો, ભાત ભાત;
કરી આચમન લે, સુગંધીનું પાન-મચ્યો૦
પછી જાય શય્યા ગૃહે, ગૌર ખાસ;
સુવે પુષ્પશય્યા, કરે સેવ દાસ-મચ્યો૦
દિસે ભાવ ભાવી, વિરહ કુંજભંગ;
થઇ રંગ! પૂરી, લીલા ગૌર અંગ-મચ્યો૦

---

૩૦

## (૪) શ્રીકૃષ્ણલીલા.

### નિશાન્ત લીલા.

કુંજભંગ. (પ્રભાત)-તાલ દાદરો.

જાગોને નંદરાય પ્રાણ! રાધિકારમણ જાગોરે:
રાધિકારમણ! જાગો તમે, સચ્ચિદાનંદ! જાગોરે-જાગોને.-ટેક.
કુંજકેલિથાકથી તે, શું લીધો વિસામોરે?
કપટનિંદ ત્યાગી તમે, ભક્ત હ્રદય પામોરે-જાગોને૦
શુક સારી ને મયૂરી, કોકિલ, ભૃંગ, વિહંગોરે;
ગીત મધુર ગાય છે, જગાડવાના રંગોરે-જાગોને૦
ગાય વાછડાં જુએ છે, વાટ ઉંચી આંખોરે;
સૂર વલોણા થવાની, પહેલા ઘેર પહોંચોરે-જાગોને૦
કાર્યદક્ષ છો છતાંય, નીતિ કેમ ભૂલોરે?
સૂત્રધાર તેથી લાલ! સર્વને ભૂલાવોરે-જાગોને૦
સૂર્ય*સ્વાર અરૂણ ઉષા, આવીયાં સંભાળોરે;
ક્યાં સુધી એ રાખશે, મસ્હાયજો તમારોરે?-જાગોને૦

---

* સૂર્યના ઘોડેસ્વાર.

ચંદ્ર, વંશ પ્રેમથી, પ્રમાણ બહાર થોભ્યોરે;
રજનીચર ભાગતા, જૂઓ તમે એ ભાગોરે—જાગોને૦
પ્રેમીયુગલશત્રુ ઉષા, સંગ અરૂણ આવ્યોરે;
રજની તારલા પ્રિયા, સહિત ચંદ્ર ભાગ્યોરે—જાગોને૦
ચક્રવાકયુગલહર્ષ, ચક્ષુથી નિહાળોરે;
કમળ ખીલતાં છતાંયે, નેત્ર (કમલ) કાં ન ખોલોરે!—જાગોને૦
સખીવૃન્દ હેરે હરિ! આંખ તો ઉઘાડોરે;
યુગલઆરતિના કોડ, લાલ! પૂરા પાડોરે—જાગોને૦
કુટિલ જટિલા=કોપની, દિલે દયા પમાડોરે;
પૂર્ણકામ છો છતાં, બધાંયને રમાડોરે—જાગોને૦
પુરુષપ્રકૃતિ એક રૂપ, કેમ છૂટાં થાઓરે!
જાગી અન્ય રંગ લીલા, રંગને બતાવોરે—જાગોને૦
÷કકખટીના સ્તવન માંહિ, જટિલા શબ્દ આવ્યોરે;
ઝબકી જાગીયાં શ્રી રાધે, રંગ બ્રહ્મ જાગ્યોરે—જાગોને૦

---

૩૧

## જાગ્યા પછીનું યુગલનું દશ્ય.

### બિભાસ-તાલ દાદરો.

( જાગીએ ગોપાળ લાલ ભોર ભયો પ્યારે—એ રાહ. )

દેખ સખી! કુંજસેજ, પ્રાણ પ્રિયા સંગે;
પ્રાણ પ્રિયા સંગે જૂઓ, સહુ સખી ઉમંગે—દેખ૦
પ્રાકૃત નર—નારીકામનો, નહિ ત્યાં છાયો;
સકલ સખી ચિન્મય ત્યાં, દિવ્ય પ્રેમ ગાયો—દેખ૦

= રાધાજીનાં સાસુજી. ÷ એ નામની કેળવાએલી મંડળી.

વામઅંકમાં લઇને, વામઅંગી પ્યારી;
સવ્ય હસ્ત ચિબુક ગ્રહી, વદન જૂએ ધારી—દેખ૦
નયનમિલન સાથ પીએ, અધરામૃત ભાવે;
બાળહરિણનયનીનયન, ભાવ શું બતાવે ?—દેખ૦
કુમુદ, કમલ એક દિસે ઓત-પ્રોત લાગે;
ભાવી વિરહ દુઃખ રોમ-રોમમાં બતાવે—દેખ૦
કુમુદ ભ્રમર કેદ થાય, કમળ ભ્રમરી છૂટે;
સમય લાભ લેઈ પ્રેમી! યુગલ જૂઓ ભેટે—દેખ૦
અન્ય પ્રિયા ગમન વ્હેમ, પૂર્વ દિશા આણે;
પ્રણયકોપ રક્ત દૃષ્ટિ, પતિ રવે વખાણે—દેખ૦
કુમુદિની* સહ અખિલ રાત, કુમુદ÷ ખેલી બેઠો;
અંત ચુંબી આવી લાજથી લગ્નઇ= પેઠો—દેખ૦
ચલો સખી! કુંજ મહિં, યુગલ રૂપ ભાળો;
આરતિ ઉતારી રંગ, હૃદય ખૂબ ઢાળો.—દેખ૦

---

૩૨

## * યુગલ વસ્ત્રબદલો.

( રાજા વાત કહું છું સાચી પરણ્યો સાથ મારીરે—એ રાહ. )

આવો સખીયો! કૌતુક આજે, બતલાવું સહુ બ્હેનોને;
બતલાવું સહુ બ્હેનોને, આનંદમગ્ન કરૂં સહુને—આવો૦

---

* ચાંદની રાત. ÷ રાતે ખીલતું કમળ. = સંકોચાઇ ગયો. સૂર્ય ઉગતાં કુસુમ સંકોચાઈ જાય અને કમળ ખીલે છે.

* પુરૂષપ્રકૃતિ યોગનિદ્રામાંથી ઉઠે છે તે વખત સંભ્રમમાં ઉપવસ્ત્રો બદલાઇ જાય છે. શ્રીકૃષ્ણ હંમેશ રાધાજીના સ્મરણ માટે પીત વસ્ત્ર ધારે છે, અને તે જ ધોરણે રાધાજી શ્યામ વસ્ત્ર ધારે છે.

એક વાત કહું તે નવ ભૂલો, આ બંધુ ને બ્હેન !
પ્રાકૃત નર—નારીને કહિયે, કહેશો નહિ એક વેણુ—આવો૦
ચિન્મય દેહે ચિન્મય વિષયો, ચિન્મય રૂડા સ્થાને;
ચિન્મય યુગલ સ્વરૂપ દર્શન, પ્રાકૃત નર તે શું જાણે ?- આવો૦
પ્રાણુ પ્રિયાનાં ઉપવસ્ત્રોનો, બદલો શું શોભે છે !
દુધમાં દુધ, વાદળમાં વાદળ, તેથી બેઉ ભૂલે છે—આવો૦
સંભ્રમમાં બેભાનપણે પણ, વિરોધ કાઢી નાંખ્યો;
રંગ અનુકૂળ વસ્ત્ર પ્હેરીને, લીલારંગ જમાવ્યો—આવો૦
ચલો કુંજની અંદર સર્વે, આનંદ મંગળ કરીએ;
યુગલ પ્રેમનાં નયન કમળ, બાણોનાં યુદ્ધ નિરખિયે—આવો૦
મૃદુ સ્મિત હાસ્ય કરે સખી ગણ ત્યાં, પ્રાણુ પ્રિયા અમુઝાયે;
કુંજ બહાર પધાર્યા ત્યાં પણ, સ્મિત દેખી અકળાયે—આવો૦
વાર બહુ થઇ જાણી વૃંદા, ઈંગિતથી શુક સારી:
ચેતાવ્યાં રાજારાણીને,= ભાવાને શણુગારી—આવો૦
ચતુર ÷કકંખટી આખર બોલી, શ્લોક દ્વિઅર્થી સારો;
નામ સાંભળી જટિલા તેમાં, શ્રીજીને થયો) ચમકારો—આવો૦
આંખ મીચીને માંડયું હીંડવા, બંનેએ તત્કાળ;
રંગ ઉમેદ યુગલસુખભાવો, ની ઝાંખીની હાલ—આવો૦

---

આ બદલો થઇ જવાથી કૃષ્ણુને શ્યામ અને રાધાને પીત વસ્ત્ર મળ્યાં તે બંનેના રંગને અનુકૂળ હોવાથી બંનેમાંથી કોઇના ધ્યાનમાં ન આવ્યું, પણ સખીઓને ગમ્મત મળી.

= શ્રીકૃષ્ણુ તથા રાધા. ÷ તે નામની કેળવેલી વાંદરી.

૩૭

# કુંજમાંથી ઘરપ્રતિ ગમન.

## રાગ ભૈરવી–તાલ દાદરો.

( રામકો આધાર સિતારામકો આધારરે––એ રાહ. )

લાલનો બહાર દુલારા, તણો બહારરે—ટેક.

કુંજ છોડી પ્યારી સંગે, ઘેર જવાના પ્રસંગે;
ભાવના ભંડાર અંગે, શું કહું શૃંગારરે ?—લાલ૦
વામપક્ષે પ્યારી ચાલે, નયનમીન ખૂબ હાલે;
શિથિલ કેશ*જૂટ ઝાલે, વ્યાકુળતા અપારરે—લાલ૦
હાથ બીજે વસ્ત્ર ઝાલી, વિકળતાથી મુખની લાલી;
જટિલાદિ ભીતિ થકી, દ્રુતગતિ નિહાળરે—લાલ૦
રૂપ, રતિ મંજરીઓ, આગુ પીછે =ખંજરીઓ;
જેવી પ્રેમપીંજરીઓ, કુશળ ચોકીદારરે––લાલ૦
જમણી પાસ બીક બહુ, ચંદ્રાવલિમિલન લહુ;
આમ વૃદ્ધ આગે સહુ, મિલન ત્રાસ સારરે—લાલ૦
પૂછે આવી એ જટિલા ! નયન ફેરવે રી કળા ?
પુષ્પવૃષ્ટિ દેવ ભલા, કરે વારવારરે—લાલ૦
ઘેર્યું જેમ સિંહયુગલ, ચૌદિશે શિકારી સકળ;
બની ગયું છેક વિહ્વળ, તોય અવિકારરે––લાલ૦
રૂવે રૂવે કોટિ કોટિ, સૃષ્ટિ ધારે મોટી મોટી;
આ લીલા તૈ છોટી છોટી, રંગનો વિહારરે—લાલ૦

---

* જૂટ=અંબોડો. = કટારીઓ.

૩૪

## ( ૨ ) પ્રાતઃકાળ લીલા.

( રાજા વાત કહું છું સાચી, પરણ્ગો સાથ મારીરે–એ રાહ. )

આવો સખીયો કરીએ વાત, જુગલવસ્ત્રોના બદલાની;
વસ્ત્રોના બદલાની સાથે, વડીલોના ભોળપણાની–આવો–ટેક.
જયમ ત્યમ નિજ ઘર જઇને પહોંચ્યાં, શ્રી ને નંદકુમાર:
ગુપચુપ શય્યામાં જઇ સૂતાં, દેહેશતનો નહિ પાર—આવો૦
શય્યામાંથી ઉઠયાં ત્યારે, બેઉનો અજબ તમાશો;
મુખરા દાદી ચમકી લલિતા, કહે "ઘડપણની ઝાંખો"–આવો૦
" સુવર્ણઅંગી(નાં) સુવર્ણકિરણો, પડે સુવર્ણાંગે;
અંગ રંગ એકત્ર થવાથી, ભાસે વસ્ત્ર સ્વરૂપે "––આવો૦
ચાલાકીથી પીત વસ્ત્ર લઇ, નીલ વસ્ત્ર બદલાવ્યું;
વસ્ત્ર બદલનું કૌતક કોઇ, થકી પણ નહિ સમજાયું––આવો૦
×"વિકળ એક ચલિયું ફળ જાણી, એસી નખ વ્રણ કીધા;
બિંબ જાણી ઓષ્ટામૃત ચૂસ્યું, ભ્રમમાં તમને લીધાં"—આવો૦
પૌર્ણમાસી મધુમંગળ સાથ, ધનિષ્ટા માત યશોદા;
લાલ(ને) જગાડે *રામ સખાદિ, આંગણમાં જઇ થોભ્યા–આવો૦
માત યશોદા (શ્રીકૃષ્ણને) દેખી બોલ્યાં, રામ તણું એ વસ્ત્ર;
છાતીમાં નખક્ષત તેને કહે, દ્વંદ્વયુદ્ધ(ની)=આપત્ત––આવો૦
મધુમંગળ કહે " કુંવર તમારા, રાતે રમવા જાય; "
માતા અપૂર્વ વત્સલભાવે, શિશુ માની ઠગાય—આવો૦
શું પ્રભુ લીલા તારી ગાશે, પામર જ્ઞાની રાગી ?
ઉત્તરદક્ષિણધ્રુવનું છેટું, (તોપણ) રંગને આશા લાગી—આવો૦

---

× લલિતા કહેછે. * બળરામ તથા સખા વિગેરે. = આપત્તિ.

૩૫

# ગોદોહન લીલા.

( હરિરસ પીજીએ—એ રાહ. )

માતા કહે "જાગો મ્હારા વાલીડા !
દુધ દોહવાનો અવસર જાય"–ગાયો દોહે લાલજી–ટેક.
"ગાયો તમ વિણ દોવા દેતી નથી;
માટે ઉઠો હૈયા કેરા હાર––ગાયો૦
સખા ટોળે મળી વળી છે ઉભા;
વાટ જૂએ તમારી હે ! લાલ !"––ગાયો૦
ઉઠી મુખવાસ લઇ ભેટયા મિત્રોને;
ચાલ્યા ગાયો દો'વા સર્વ સાથ—ગાયો૦
કાળી, ધોળી, ગંગા જમુના નામો;
બંસી કે સીટી* સુર સૂણી જાય––ગાયો૦
કદી જાતે દુહે કદિ હુકમ કરે;
કરે વિવિધ પ્રકાર વિહાર—ગાયો૦
પાડા વાછડાની (ને) બીજી કુસ્તીઓ;
કરાવી સર્વે રાજી ત્યાં થાય—ગાયો૦
"વાર થઇ લાલા હજીએ આવ્યા નહિ;"
માતા વિરહપીડાથી પીડાય––ગાયો૦
ક્ષણભરનો વિયોગ સેહેવાય ના;
વાણી ગદ્દગદી માતાની થાય––ગાયો૦
"લાલા ભૂખ્યા થયા હશે શું કરૂં ?"
આમ તેમ વિકળ આંટા ખાય––ગાયો૦

* મોઢે સીસોટી વગાડે છે તે.

ભાવ વત્સલના ઝરા ઉડીયા;
અશ્રુ પુલક કંપાદિ થઇ જાય—ગાયો૦
"કોઇ જાઓ લાલાને લાવો અહિં;
પળભર ના હવે તો જીવાય"—ગાયો૦
દાસો વિનવે "પધારો કૃપા કરી;
માતા ઝંખે તમારે કાજ"—ગાયો૦
લાલા ખેલ ખેલે ભાત ભાતના;
કોણ સાંભળે કોની રાડય ?—ગાયો૦
દુ:ખ માતપિતા જાય ના કહ્યું;
ગયા પંડે પછી નંદરાય—ગાયો૦
નંદરાય લાવ્યા ઘેર લાલાને;
સ્નાન વૈભવથી ખૂબ થાય—ગાયો૦
"વ્હાલા બાળ બધા અહિંયાં જમજે;
આવો સ્નાન કરી" કહે માય—ગાયો૦
સખા સર્વે મળ્યા લાલ મંદિરે;
રંગ આનંદસાગર ન્હાય—ગાયો૦

---

## ૩૬
# ભોજન વિગેરે લીલા.

( સદ્‌ગુરૂ સ્વામીને વિનવું, નમી નમી લાગું પાયજી—એ રાહ. )

સ્મરતાં શ્રી*, કૃષ્ણને ઉઠીયા, મુખ શુદ્ધિ કીધી તે વારજી;
મુખવાસ લઇ સ્નાન કાજ બીરાજ્યાં, બાજઠ પર સરકારજી—સ્મર૦
વેણીગ્રંથન અભ્યંંગો÷મર્દન, પદમર્દન આદિ સારજી;
અગરૂ ધૂપ ઉદ્વર્તન દર્પણ, તિલક વસ્ત્રાલંકારજી—સ્મર૦

---

* રાધાજી. ÷ અભ્યંગસ્નાન તથા ઉન્મર્દન.

ઋષિ દુર્વાસાની આશિષો, શ્રી પાસમાં કુશળ ક્ષેમજી;
“જે કોઇ જમશે શ્રી(ના) હાથનું, દીર્ઘાયુ સુખીઆં થાયજી”—સ્મર૦
કુંદલતાને બોલાવીને, કહે જસોદા માતજી;
“વિનવો જઇ જટિલા સખી, શ્રી લાવો ઘેર કોઇ ઘાતજી”—સ્મર૦
જટિલા જેવી તેવી સ્ત્રી નહિ, પરંતુ પૌર્ણમાસી=(નો) વિશ્વાસજી:
પૌર્ણમાસીએ કહ્યું હતું, જટિલાને પ્રેમે ખાસજી—સ્મર૦
“જસોદાનું વેણ ના લોપશો, તેમાં તમારૂં શ્રેયજી;”
આજ્ઞા લઇ જસોદા તણી, ગઇ લતા× તતખેવજી—સ્મર૦
ચતુર લતા વિનવી કહે, “જટિલા ! કહું છું સંદેશજી;
માત જસોદા વિનવે, કામ વધુનું છે લેશજી—સ્મર૦
ભોજન વધુના હાથનું, લાલાને સુખદાયજી;
માટે મારી સાથ મોકલો,” થઇ આજ્ઞા શ્રીજી જાયજી—સ્મર૦
સખિયો સાથે શ્રીજી આવીયાં, વ્હાલ જસોદા (કરે) અપારજી:
ધન્વંતરી કહી સ્તુતિ કરે, યોજ્યાં રસોઇ મોઝારજી—સ્મર૦
રોહિણી રસોઇનાં ઉપરી, રસોઇ થઇ તૈયારજી:
જમવા બેઠા સર્વે સખા, પીરસે માતા કરી પ્યારજી—સ્મર૦
શ્રી આપે વસ્તુ રોહિણીને, તે આપે છે ત્યાં માયજી;
નયનમિલન થાય દંપતિ, વ્યાકુળ લાલજી થાયજી—સ્મર૦
સ્તબ્ધ બની જમતા નહિ, માને શ્રમ સમજાયજી:
મધુમંગળને બધું મળે, ગમ્મત કરતા જાયજી—સ્મર૦
જમી ઉઠી આરામ લે, શયનગૃહમાં શ્રીનાથજી:
ભુક્તપ્રસાદ શ્રીજી લીયે, સખીયો બેઠી સંગાથજી—સ્મર૦
માતા જસોદા બહુ પ્રેમથી, જમાડે હર્ષ ન માયજી:
મંજરીઓ પીરસે બધી, પછી જમવાનું થાયજી—સ્મર૦
છિદ્રમાંથી શ્રીજી હેરતાં, વદનકમળ પ્રિયકાંતજી:
ભાવ પરસ્પર નિરખતાં, ભૂલે પોતાનું ભાનજી—સ્મર૦

---

= યોગમાયા. × કુંદલતા.

આરામ લઇ પ્રભુ ઉઠીયા, ગૌધણ ભેળા થાયજી;
વનશણગાર સજાવીયા, રંગો જોવાને જાયજી—સ્મર૦
લાલ પધાર્યા તે પછી, શ્રી નિકળ્યાં સખી સાથજી:
દર્શન કરી પંથે* કાન્તજી, ચાલ્યાં જાખટપાથજી×—સ્મર૦
સાસુ કહે "સામગ્રી કરો, સૂર્યપૂજાની આવારજી:"
સખીસહ શ્રી સામગ્રી કરે, હરખ હૈયામાં અપારજી—સ્મર૦
મોકલી ચતુરા સખી શ્રીએ, વૃંદા સુખાળીની પાસજી:
સ્થાન મિલનનું નકી થવા, સંકેત કાજે ખાસજી—સ્મર૦
÷પૂજન માટે પુષ્પ વીણવા, નિસર્યા કુસુમસર=મેરજી;
સંદેશ સહ સખી મોકલી, રંગો તો કેરનો કેરજી—સ્મર૦

---

૩૭

## છુટાં પડતાં પહેલાનું બાગમાં યુગલ પૂજન.

ધન્ય જેણે હરિ ગુણ ગાયા સંસારીયામાં—એ રાહ૦

પ્રેમપંથી પ્રેમીજન જાણે, ઓ પ્રેમી બંધુ !
અન્ય બાપડા અંદેશા આણે—ઓ૦
કર્મી જ્ઞાની યોગી ભક્ત ભલે ભાઈ ભાટકે;
પ્રેમમાંજ પ્રેમલ્હાઓ માણે—ઓ૦
ચાર સખી મળી ઘડયો, ઘાટ યુગલમિલનનો;
"સેવા અહિં કરીએ આ ટાણે"—ઓ૦
લાગ જોઇ બાગમાં, કીધી તયારી સત્વરે;
આણ્યાં (બંનેને) સંકેતના પ્રમાણે—ઓ૦
શ્યામશ્યામાવદનકુમુદ, કમળ સંગ ખીલ્યાં !
રંગ સખી પ્રેમને પીછાણે—ઓ૦

---

* માર્ગમાં. × માર્ગે. ÷ સૂર્યપૂજા. = તરફ.

## ૩૮

# ગૌચારણ પ્રયાણ.

## ભેરવી--ત્રિતાલ.

નિસર્યા વગડે શ્યામ, હમારા પ્યારા નિસર્યા વગડે શ્યામ;
ધારી પીતાંબર, વેણું ગ્રહી કર, બગલછડી ઘનશ્યામ—હમારા૦
કટિ શૃંગ ધારી, વનમાળા છાતી, મોર મુગટ શિર શ્યામ;
માત–પિતાદિ વડીલ સંબંધી, દેખે શિશુની સમાન—હમારા૦
ગોપબાળ તે, સમવય દેખે, ગોપી કિશોર પ્રાણ;
ગોવાળ હાંકે, ધણુ ઉભી વાટે, ગોવિંદ દૃષ્ટિ તમામ—હમારા૦
ગૌભવસાગર, ખેડે નાગર. નૌકારૂપી કાન;
કેશરીની કટિ, ગજરાજની ગતિ, નિરખો ત્રિભંગીનું વાન—હમારા૦
માત યશોદા, તાત વ્રજેશા, પાછળ ચાલે ગામ;
કંપ, પુલક સર્વ અષ્ટભાવ જડ, ચર(ને) થાય તમામ—હમારા૦
પશુ, પક્ષી આદિ, સર્વે પ્રાણી, જડવત્ સ્તબ્ધ અકામ;
કુદરત ઉલટી, જડ–ચર પલટી, ધરણિના ઉછળે પ્રાણ—હમારા૦
વામપાસમાં, પ્યારીપાશમાં. વિસર્યા બન્ને ભાન;
દૃષ્ટિ ચોરાવી. સંકેત ભાખી, કોલ દીધો એ ઠામ—હમારા૦
"નોકર* બહુ શિદ જાઓ કુંવરજી," "વૃત્તિનું= શાસ્ત્ર પ્રમાણ;"
"છત્રી* પગરખાં લ્યો સંગાથે," કહે 'ગૌને છે= ભાન ?—હમારા૦
મા ! મોકલજે ભાત તાકીદે," કહી વાળ્યાં નિષ્કામ;
લાખો ઢોરો પ્રભુ શિશુ રૂપે, હાંકે વેણુતાન—હમારા૦
ચાલાકીઓ ડગલે પગલે, બતલાવે ઘનશ્યામ;
વાત અપ્રાકૃત કેમ કળાયે ? રંગની આશ નિદાન—હમારા૦

---

* યશોદાજી કહે છે. = શ્રીકૃષ્ણ કહે છે.

ૐ

# (૩) પૂર્વાહ્ન લીલા.

## વનનું સ્વાગત.

( ઓખાહરણનો રાગ )

કોઇ જોશો આ નટવર ચાળો, દિવ્ય ચક્ષુ ઉઘાડીને ભાળો;
માત–તાત વાર્યાં કાઢી બ્હાનાં, લીલા કાજ કરે છે શું વાનાં? ૧
નક્કી જાણ્યું સખાઓએ જ્યારે, લાલો આવે છે કૂદ્યા ત્યારે;
ગાય વાછરૂ આનંદે ડોલે, લતા–વૃક્ષ શાખા જાણે બોલે. ૨
નમી નીચાં શિરોને ઝુકાવે, વૃક્ષો પુષ્પ વૃષ્ટિ વરસાવે;
છાયા શિરપર વાદળ નાખે, વાયુ માર્ગ સાફ કરી રાખે. ૩
પૃથ્વી ચરણ કમળ ધરવાને, સ્હામી ઉછળે જાણે મળવાને;
તનુ પુલકિત મૃદુ તૃણ ભાવે, હર્ષ અશ્રુ તુષાર બતાવે. ૪
સિંહ, વાઘ, રિંછ, વરૂ આદિ, ભૂલી ભાન કુદી થાય રાજી;
નાગ, નોળીઓ, શ્વાન, બિલાડી, બાજો, ચકલાં આવે સાથે લાડી. ૫
અહા! પશુઓ ને પક્ષી સંગે, લે ઓવારણાં ખૂબ ઉમંગે!
હંસ, મયુર, સારસ નાચે થેઇ થેઇ, પંખી ગાન કરે તાલ દેઇ દેઇ. ૬
જમુનાજળ ઉછળે આનંદે, વાયુ સાથ જઇ છાંટે પંથે;
વનદેવીનો હર્ષ ન માય, જાણે શું કરૂં રાજી થાય! ૭
ડગલે–પગલે જૂદા જૂદા રંગો, દુલારાના દેખો કોઇ ઢંગો;
આ તે ગજગતિ કે ગતિ કેવી? કેસરીસિંહની માની લેવી. ૮
પાદનૂપુરકિંકિણી ગાન, સાથ તાલ દે ચરણ પ્રસ્થાન;
ગંધર્વો નર્તકીઓ ભૂલે, સંગ કરવામાં પાછળ ઝૂલે. ૯
શૃંગ, વાંસળી જરૂર પ્રમાણે, વગાડીને કરે કામ ટાણે;
દેવ–દેવીઓ બેસી વિમાને, જોઇ સ્વપ્નસમું આ માને. ૧૦
જેણે ગાંડી કીવી દુનિયાંને, '**નેતિ**' કહી કર દે વેદ કાને;
રંગો અરજ કરે નંદલાલા! સેવામાં લ્યો હવે રંગલાલા! ૧૧

---

૪૦

# મિલન સંકેત.

## લાવણી.

( મુજ ઉપર ગુજરી વિતા પાદશાહ જાણુી–એ રાહ. )

સમજાવી ગ્વાલના બાલ, છેતર્યો ભાઈ!
સુવ્રત દઇ ઘણુની લાજ, નિસર્યા ધાઇ. ૧
કહે " વન શોભા, નિરખીને ઓ હું આવ્યો "
સહુ કહે " પધારો, ભલે સદ્ય જઇ આવો. " ૨
બ્રહ્માંડો આજ લગી ઠગાયાં છે જેણે;
આ ભોળા બાળક, ઠગવા તૃણવત્ તેને. ૩
મધુમંગળી *સુબલ સખા બે, લીધા સાથે;
શ્રીજી માટે યુક્તિના, કિલ્લા બાંધે. ૪
પહોંચ્યા સર÷કુસુમ, દીઠી વૃન્દા દેવીને;
કરવા માંડયાં, વિચાર બધાંય મળીને. ૫
તેવામાં આવી, સખી ધનિષ્ઠા પ્યારી;
પાછળથી આવી, તુલસી વાક્ષિવિહારી. ૬
" પ્યારી= રોકી, જટિલાએ " કહી ઉડાવ્યા;
દુઃખ દેખી પ્રેમીનું, શાન્ત કરી સમજાવ્યા. ૭
" પ્યારી નિકળ્યાં છે, સૂરજપૂજન કરવા;
વિરહાગ્નિ તાપથી મુજને, મોકલી મળવા. " ૮
સંકેત સ્થાન પછી, નક્કી કર્યું શ્રાકુંડે;
ત્યાં આવી સખી, ચંદ્રાવલિ(ની) સેવ્યા પંડે. ૯

---

* કોઇ વખત એકલા હોય ત્યારે રાધાજી, સુબલનો વેશ લઇને આવે અને શ્રીકૃષ્ણુને લઇ જાય. ÷ કુસુમસરોવર. = રાધાજી.

સર્વે જ્યાં કુશળ, વિરોધ પછી ક્યાં આવે ?
ચાતુરી વાણિની, એક-એક બતલાવે. ૧૦
તુલસી(ને) ચાલાકીથી, વૃન્દા લઇ ચાલી;
દઇ કોલ ઠગારે સેવ્યાને, પણ વાળી. ૧૧
થોડે જઇ લીધી, વાટ કુંડ×રાધાની;
લીલા સમજાવો લાલ! અરજ રંગાની. ૧૨

---

૪૧

# સૂર્યપૂજા નિમિત્તે શ્રીજીનું પ્રયાણ.

## મહાડની ચાલ-તાલ દાદરો.

( ભાવેથી કરીયે શસ્ત્ર પૂજા આજે, દસેરાનો છે તહેવાર-રાહ. )

*પ્યારીજી નિસર્યા સૂર્યપૂજન કાજે, સખીગણમંડળ સાથ-ટેક.
સખીગણમંડળ સાથ, હૃદયે પ્રિયવિરહ આઘાત;
તુલસી સખીની સુણી વાત, શંકાશીલ મને ઉતપાત-પ્યારીજી૦
તેવે આવી ધનિષ્ઠા પાસ, વિનવે કૃષ્ણવિરહવિલાસ:
"પીડે કંદર્પ પ્યારાને ખાસ, જઇ છોડાવો એવી છે આશ"-પ્યારીજી૦
વિરહાગ્નિવ્યાકુળ *રાઇ થાય, ચંદ્રાવલિ શંકા નવ જાય;
દેખી ચંપકવર્ણી લતાય, વૃક્ષ તમાલપર ગભરાય-પ્યારીજી૦
વૃન્દા રાઇ દેખી હરખાય, સ્વાભિલાષની મૂર્તિ દેખાય;
સુણી કૃષ્ણવચન ઉર માંય, હર્ષ દાબી રાખ્યો ન શકાય-પ્યારીજી૦
શંકા ચંદ્રાવલિ દિલમાંય, કોઇ રીતે ખસી નહિ જાય;
વૃન્દા કહે "સેવ્યા કરી વિદાય, નટવર ચાતુરી તે કળાય ?-પ્યારીજી૦
નાથવિરહવ્યાકુળતા અપાર, મુજથી વર્ણવી નવ જાય;
રાધાશ્રમ થકી વૃક્ષોની પાસ, નાચે થેઇ થેઇ નંદકુમાર"-પ્યારીજી૦

---

× રાધાકુંડ. * શ્રી રાધિકાજી.

લલિતા કુંદવલ્લી વિખ્યાત, મળી સર્વ કરે પ્રેમ વાત:
લીલાઉત્કર્ષ વિવિધ પ્રકાર, ચાતુરીના છે સર્વે ભંડાર—પ્યારીજી૦
રાધે રોમ–રોમ આપ્યો પ્રેમ, ચાલ્યાં સર્વે ઉડે પક્ષી જેમ;
નંદલાલ મળે ઝટ કેમ ! નેત્ર ચંચળ હરિણીનાં જેમ—પ્યારીજી૦
શક્તિ–શક્તિમાનનો સંગ, ત્યાં તે ક્યાંથી વિરહ પ્રસંગ ?
લીલા એઉની રંગ–બેરંગ, ગાઇ શું શકે રાંકલો રંગ ?—પ્યારીજી૦

---

૪૨

## શ્રીકૃષ્ણનું રાધાકુંડ ગમન.

### સારંગની ચાલ–તાલ દીપચંદી.

( ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાહ. )

વ્રજપતિ ચાલ્યા શ્રીકુંડ પર, અદ્ભૂત વનની શોભાયજી;
વૃન્દા વ્યવસ્થામાં ખોડ શી ? રચના કહી નવ જાયજી—વ્રજપતિ.
આઠ સખી સખા આઠ જે, મુખ્ય પરિકર માંહ્યજી;
કુંજો તેની રળિયામણી, વન–ઉપવન ત્યાં શોભાયજી—વ્રજપતિ.
અગણિત પરિકરની વળી, કુંજો અગણિત ત્યાંયજી;
ચડતી દિસે એક એકથી, શેષ ગુણ તે શું ગાયજી ?—વ્રજપતિ.
ષડ્ઋતુની કુંજો ભિન્ન ત્યાં, હુન્નર કળા ન કળાયજી;
ઉપમા તે ક્યાં થકી લાવીએ ? કર્તા જ્યાં યોગમાયજી—વ્રજપતિ.
પતિ જે માયા તણા શ્રીહરિ, દેખી ચકિતજ થાયજી;
અન્ય પ્રાણીનો શો આશરો ? પાર કદિ ન પમાયજી—વ્રજપતિ.
મધુમંગળ, વૃન્દાદેવીની, સાથે કીધો વિચારજી;
ચતુર સખીમાંથી શોધીને, કરો બેને તૈયારજી—વ્રજપતિ.

ગૌરીકુંડના માર્ગમાં, રાખો સેવ્યાના મુખજી;
બીજી રાખો *ગિરિના માર્ગમાં, રોકયા ગ્વાલબાલજી—વ્રજપતિ.
સર્વ વ્યવસ્થા બની ગઇ, વ્હાલો વિરહે બેભાનજી;÷
સત્વર શ્રીજીને લાવવા, વિનવે વૃન્દાને શ્યામજી—વ્રજપતિ.
શિવ-જીવ કેમ છૂટા પડે? આ લીલા શે પમાયજી?
રંગ નિરખવા ઉમેદ છે, જો કોઇ ભક્ત રિઝાયજી—વ્રજપતિ.

---

૪૩

## *શ્રીજી માટેના વિરહનું વર્ણન.

( ગરબો——પ્યારા પ્રભુજી તને વિનવું રે )

પ્યારી સાહેલી હું તે શું વદું રે?
પ્રિયનો વિરહ સંતાપ, અતુલ ને અમાપ;
પ્યારાનું દુ:ખ શું કહું રે?——પ્યારી.
તવ આગમન કેરૂં ધ્યાન ધર્યું રે;
વદન નિરખવાની આશ, થયા છે નિરાશ——પ્યારાનું.
કુમળી કુંપળ ગાલે મૂકીને રે,
પથ ઝાડી પાથરે ખૂબ, ઉપર નાખે ફૂલ——પ્યારાનું.
કંપ, પુલક, અશ્રુ, સ્વેદથી રે;
ખેદ આનંદ દેખાય, ઉઠ-બેસ પળમાંય——પ્યારાનું.
ભાન ભૂલીને મૂર્છા પામે રે;
ધ્યાન નિરંતર એજ, હૈયે હોઠે તે જ——પ્યારાનું.

---

* ગિરિ=ગોવર્ધન. ÷ બેભાન.

* રાધાજી આગળ તેમની સખી શ્રીકૃષ્ણના વિરહસંતાપનું વર્ણન કરે છે.

"જાઓ પ્યારી! ૪૪ કુંજમાંરે,
નાથ થયા છે અનાથ, રંગાના એ નાથ"—પ્યારાનું.

---

૪૪

## (૪) મધ્યાહ્ન લીલા.

### શ્રીકૃષ્ણે કરેલાં દૂરથી શ્રીજીનાં દર્શન.

( લાવણી. )

અહો ! લક્ષચંદ્રનો પ્રકાશ ક્યાંથી આવ્યો !
શીતળ મીઠો મધુરો મનને બહુ ભાવ્યો. ૧
લક્ષ્મી, ગૌરી, સાવિત્રી કે ઇન્દ્રાણી !
રંભાદેવી અથવા ભુવનોની રાણી ? ૨
મુગ્ધાની ઉમ્મર લાગે છે બહુ નાની:
વાસંતકેનકીવર્ણ મસ્ત અભિમાની. ૩
ઉપવસ્ત્ર નીલ ધાર્યું છે ગોરા અંગે;
વાદળ મધ્યે વિજળી ચમકે ઉમંગે. ૪
મન્મથને મથન કરે છે સર્વે અંગે:
શશિવદન હાસ્ય મૃદુ લલાટ ઝગકે સંગે. ૫
ભ્રકુટી કંદર્પ કમાનમાંહ્યથી ફેંકે;
ત્રિભુવન મોહક શર આમ તેમ જ્યાં દેખે. ૬
નયનોની વચમાં લલાટકુંકુમબિંદુ;
વાદળબિચ જાણે તરૂણ રૂપાળો ઇન્દુ. ૭
નાગણવેણીપર ચાક નાગમણિ મુખમાં;
મલ્લિકા પુષ્પ (જાણે) તારાગણ ગુંથ્યાં વચમાં. ૮
કર્ણોપલ્લવમાં, રત્ન વળી કંચુકમાં;
કંબુગ્રીવામાં હાર રત્ન નાસિકામાં. ૯

બાજુબંધ પ્હોંચી કડાં, કંકણો આદિ;
 આભૂષણુ કરમાં શોભા દે છે લાદી. ૧૦
કટિબંધમેખલા ગિરિનિતંબ રહી ગાજી;
 પદનૂપુરરવથી ગંધર્વો રહે લાજી. ૧૧
મુખકમળે *ખંજનનેત્રકમળ શું ખીલ્યાં ?
 મૃગ, મીન, બેઉનાં નયન ચોરીને લીધાં. ૧૨
બિંબાધર, શુકનાસાગ્ર, દંત દાડિમના,
 શંખગ્રીવા સ્તન ચક્રવાક નભચરનાં. ૧૩
કરવિટપલ્લતા સમ, કલિસમ અંગુલિ લેખા;
 પર્ણોદર નાભિકમળહૃદ, ત્રિવલિરેખા. ૧૪
કદળીદળઉરૂ, નખ માણિક મણિસમ સાચા;
 ગજરાજ હંસ ગતિ કોકિલમધુરી વાચા. ૧૫
તાંબૂલ બિંબાધર, =કરતાંબૂલ÷કરંડા;
 ઉર આભૂષણુપર દિવ્ય પુષ્પસ્રક્ ઠંડાં. ૧૬
શીતલ કિરણો તેજોમય ચૌદશ ચાલ્યાં;
 ચોપાસ ઉડે સુગંધ, દિવ્ય શી કાયા ? ૧૭
તિરછાં ફેંકી મારે છે નયન કટાક્ષો;
 પ્યારી પ્રકૃતિ વિણુ હોય ન દિવ્ય તમાસો. ૧૮
શક્તિ મ્હારી અર્ધાંગી રાધે આ તો !
 ધાયો શામળિયો રંગ રહ્યો છે ગાતો. ૧૯

---

* નામનું પક્ષી. = હાથમાં. ÷ કરંડા=કરંડિયો.

૪૫

# શ્રીજીએ દૂરથી શ્રીકૃષ્ણનાં કરેલાં દર્શન.

## હરિગીત.

અહા ! કોટિ સૂર્યપ્રકાશ ઝગમગ, ગગન ત્રિભુવન વ્યાપિયો !
ગિરિરાજ લઘુ થઇ જ્યોતિમય, તન ધારીને શું આવીયો ? ૧
અથવા સૂરજ મંડળ વિષે, સાક્ષાત્ નારાયણ ખડો !
અથવા શું રજનિચરમહિંથી, અંક મૃગ છૂટો પડયો ? ૨
અથવા મહાસાગરતરંગો, સાથ સૂક્ષ્મરૂપે થયો ?
બ્રહ્માંડમાંથી એકઠું કરી, રૂપ આ વિધિએ ઘડયો ! ૩
હરિણી તથા હરિણાક્ષી નેત્રો, ઝીણીનો સંગ્રહ કર્યો;
તેમાંથી સુંદર તેજરાશિ, રૂપ વેશ બનાવીઓ ? ૪
ઘનીભૂત વાદળને કરી, યા તેજદેહ ખડો કર્યો ?
અથવા ભ્રમર ને મયૂરકંઠ, મહિંથી રસ પેદા કર્યો ? ૫
ઇન્દીવરો ભેગાં કરી યા, મનુજદેહ સજાવીઓ ?
નરમૃગ, કરી યા નરરૂપે, મણિનીલથી શણગારીયો ? ૬
અથવા શું કાલિંદી લઇ, નરવેશ રતિપતિને દગ્યો ?
મુજ કુંડ વન જાતે પધારી, કુંડને પાવન કર્યો ? ૭
અથવા શું વાદળ સહિત, શશિ ધરી રૂપ નર બેસી ગયો ?
અથવા શું આછી વાદળી, મહિંથી તરૂણ સૂરજ તપ્યો ? ૮
લઘુ રૂપ ઐરાવત લઇ, યા વન વિષે આવી ચડયો ?
અથવા ગગનનો દેવ લઇને, મેઘઘનુ શું ઉતર્યો ? ૯
કંદર્પ હોઇ શકે નહિ આ, દેહ લાગે મનુજનો;
કંદર્પ કોટિ દર્પહારી, કાંઇ નહિ મુકાબલો. ૧૦
અવયવ દિસે પ્રત્યેક અનુપમ, દિવ્ય ધાર્યા ભૂષણો;
વર્ણન કરૂં હું શું હવે જ્યાં, થાય નિત્ય–નિત્ય પંકિતો. ૧૧

અંજાઉં જ્યારે તેજમાં હું, અન્યનો શો આશરો ?
મોહક ત્રિલોક તણી છતાંએ, મોહ મુજ વ્યાપી રહ્યો. ૧૨
અલકાવલિ ને નેત્રભ્રકુટિ, વેણુથી શોભી રહ્યો:
આ તો ત્રિભંગી કોઇ મ્હારા પ્રાણને ખેંચી રહ્યો ! ૧૩
સમજણ પડે નહિ સ્વપ્નમાં, શું દેહ આ આવી પડયો ? !
નહિ અન્ય પણ એ પ્રાણપતિ, રંગો બીચારો ત્યાં અડયો. ૧૪

---

## ૪૬

## નયનમિલન.

### કાલિંગડાની ચાલ—લાવણી.

( પ્યારસેં બદલી કયું નજર તેરી-એ રાહ. )

કાન્ત પાસ ઝટ આવી ગઇ પિયારી (૨)—ટેક.
*શ્રીજી =શશિથી ÷શ્યામ. ×પ્રેમ.મૃદુદધિ:
ઉછળ્યો સખીયો ઝીલે તે માંહ્ય,
ભાન ભૂલ્યાં પ્રિય-પ્રિયા તુરત ત્યાં:
પ્યાસી નયને જૂએ બંનેઉ ધારી-ધારી—કાન્ત૦
કાન્ત કહે, 'દેવી ! માધુર્યરાશિ,
સૌંદર્ય લાવણ્ય ભંડાર:
કોણ હશે, કાન્તા પણ કહે" શું ?
મન્મથ તણી આ તે નયનકટારી ?—કાન્ત૦
સખીમંડળ આ ભાવ દેખીને, હર્ષ ન હૃદયે સમાય;
દ્વૈતભાવ સમજ્યાથી ચેત્યાં,
અન્ય ન હોઇ શકે કોઇ આવુ અવિકારી—કાન્ત૦

---

* રાધાજી. = ચંદ્રમા. ÷ શ્રીકૃષ્ણ. × પ્રેમરૂપી અમૃતનો સાર.

તોપણ વિરહ આકુળ હોવાથી, સદશ્યથી ભ્રમ વાર—વાર;
અત્યક્ષ નજરે દેખ્યાં છતાંયે પણ,
સાચું માનતાં શંકાઓ ભારી—કાન્ત૦
રાધાજી તોડે પુન્નાગ પુષ્પો, શ્યામ કહે—" પકડયો છે ચોર;
વનલતા વૃક્ષ પુષ્પ, પશુ પક્ષીઓની—
ચોરી લીધી શોભા ગુણ સર્વેની સારી—કાન્ત૦
વનરાજા કંદર્પસ્વામીને સોંપું, બ્રહ્મચારી હું આજે;"
રાધ કહે—" રાજા કંદર્પ કયાંનો ?
એતો કામી પુરૂષોની વાણિ આપે કિચારી—કાન્ત૦
વ્રજપતિસુત છતાં નોકર થાઓ, લાગે સ્વામીનો કુસંગ;
દોષ ન લાલા લેશ તમારો,
બુદ્ધિ મારી ગઇ ખાસ તેથી તમારી—કાન્ત૦
દાણી બની થાઓ કંસના ચાકર, હમણાં મદનના દાસ;
ઢંગ વખાણું શું લાલ તમારા ?
કયાં જઇને હું પુકારી પુકારી ?"—કાન્ત૦
આ પ્રમાણે કહી ભ્રકુટિ ચઢાવી, છોડયાં કટાક્ષરૂપી બાણ;
ચેષ્ટા જવાની કરી, રંગસ્વામીએ ત્યારે;
પાલવ ઝાલી કહે, " જાઓ કયાં હવે ઓ પ્યારી ?"—કાન્ત૦

---

૪૭

## શ્રીજીનાં પ્રણયવાગ્બાણ.

### કવાલી.

( ગોવિંદ નામ લેકે જબ પ્રાણ તનસે નિકલે—એ રાહ. )

મુગ્ધા મનોપહારી ! વાહ ! વાહરે બ્રહ્મચારી !
બ્રહ્માંડચિત્તો ચોરી ! વાહ ! વાહરે બ્રહ્મચારી ! ૧

બાણાચિરો ઉઠાવી, સિદ્ધાઇ શી બતાવી?
દાવો જી બ્રહ્મચારી! વાહ! વાહરે બ્રહ્મચારી! ૨
ઉમ્મર છતાં કુંવારા, કન્યા તણા વ્રજ(માં) ભારા;
આ ઢંગ શા તમારા? વાહ! વાહરે બ્રહ્મચારી! ૩
વેણુસ્વરે બોલાવી, બાળા ભલી ભરમાવી;
કીર્તિ બધે થઇ ભારી, વાહ! વાહરે બ્રહ્મચારી! ૪
બટુ, લંપટ! છો પરનારી, દિન રાત રહો વિહારી!
લજ્જા બધી વિસારી, વાહ! વાહરે બ્રહ્મચારી! ૫
મુજને કહો ચોર શાના? ચિત્તચોર સહુના કહાના!
જાઓ અહિંથી શ્યાણા! વાહ! વાહરે બ્રહ્મચારી! ૬
આ કુંડ મારો ચાવો, સ્ત્રીઓજનો છે દાવો;
શા કાજ ત્યાં નર આવ્યો? વાહ! વાહરે બ્રહ્મચારી! ૭
ગોવાળ થઇ છે *ભારી, ચારો ઘણો વિહારી!
જાઓ કરો આભારી, વાહ! વાહરે બ્રહ્મચારી! ૮
પાલવ પ્રિય ખેંચે પ્યારી, છોડાવે કટાક્ષ મારી;
શૂરી લલિતા આવી, વાહ! વાહરે બ્રહ્મચારી! ૯
પ્રિય-પ્રિયાભાવકેલિ, દેખી સખીયો થઇ ઘેલી;
આનંદની થઇ હેલી, વાહ! વાહરે બ્રહ્મચારી! ૧૦
પુરુષપ્રકૃતિ પ્રિય-પ્યારી, કંદર્પયજ્ઞ તયારી;
સુણી રંગ જાય વારી, વાહ! વાહરે બ્રહ્મચારી! ૧૧

---

* બહુ થયું.

૪૮

## લલિતાનો ધસારો.

### ક્ષત્રી કલંક–કેમ લેશેરે–એ રાહ.

અરે ઓ ! જશોદાનંદન ! ફંદ, તમારા હવે બંધ કરોરે;
નહિતો થાશે ભલા ! જોયા જેવો રંગ, સંભાળી પગપંથ ભરોરે. ૧
અડભંગ જેવા ગોવિંદ શા ઢંગ ? મચાવો જંગી જંગ વ્હાલારે ?
કરો શાંતિ ને સુસ્નેહ કરો ભંગ, અનંગ સંગ લઇ લાલારે. ૨
જાણી રંક સ્ત્રી સમાજ અપંગ, કરો છો બંડ મદમતિરે ?
ઉડી જશે અંગનો બધો ઉમંગ, બંદી કેરા પ્રસંગમહિરે. ૩
બની સંતને મહંત કરો *તંગ, મળે ન રંચ× રંજ= લાલારે;
મંત્ર તંત્ર અને જંત્રમાં પ્રચંડ, (તેથી)પતંગપેર ÷ઝંપે બાળારે, ૪
અંગે અંગ નંગ ફાવ્યા છો અનંત ! ઠગો છો સખીવૃંદ નિત્યેરે;
નિત્યાનંદકંદ નંદવંશચંદ ! લલિતાજંગ જુદી રીતરે. ૫
લલકારી કટાક્ષો ફેંકીને પ્યારી, સંતાડી પહોંચાડયાં કુંજેરે;
જંગ અનંગ મચાવા પતિ રંગ, પ્હોંચ્યા જ્યાં ભૃંગવૃંદ ગુંજેરે. ૬

---

૪૯

## વન લીલા.

### લાવણી.

( ભરથરી ભાત ! વિચારીને તમે, કરો હું ઉપર–એ રાહ. )

નટવર કહે–“ ચાલો લઇ જઉં પ્રિયે ! રાય મદનની પાસે ”—ટેક.
કહે લાલ, “જુઓ” કહે લાલ, “જુઓ ! આ લલના લૂટે વનને;
પશુ–પક્ષી તરૂ લતાઓ લૂટી, નહિ ગણતાં કોઇ જનને. ” ૧

---

* હેરાન. × જરા. = શરમ. ÷ ઝંપલાય.

શ્રી કહે—" જુઓ" શ્રી કહે "જુઓ, વન વણસાડ્યું આ બાળે;
ઢોર ચરાવી નાશ કર્યું, ગોવાળબાળ કો ખાળે? ૨
ઉલટું મેં તો—ઉલટું મેં તો, શોભાવ્યું મારા વનને:
માલિક હું વળી રાય કોણુ? આ, *કાન્હ ઠગે સહુ જનને." ૩
કહે *શ્યામ—"રાય" ! કહે શ્યામ—" રાય ! મને વ્હેમ ગયો છે ભારે;
પક્ષપાત કરશો મુગ્ધાનો, શક નહિ લેશ લગારે. ૪
એ નારી અજબ—એ નારી અજબ, લઇ જાય જતાં ઘર શોભા;
પાછી ફરતાં લાવે પાછી, ચાલાકીની તોબા." ૫
લલિતાદિ—સખી—લલિતાદિ સખી—મધુમંગળ સુબળ સખાઓ;
પંચ બન્યું કંદર્પતણું કહે, 'વન જોવાને ચાલો.' ૬
પ્યારીનું તેજ—પ્યારીનું તેજ, પ્રકટ્યું અણુ અણુમાં ત્યાંય:
રંગ—રંગનાં પશુ—પક્ષી, તરૂ ગૌર બધાં દેખાય. ૭
હરિ, =હાર ગણી—હરિ, હાર ગણી, કર્યું શ્યામવર્ણું સઘળું ત્યાં;
શ્યામ—શ્વેત ગંગા—જમુનાનો, સંગ. રંગ ! ભ્રાન્તિ કર્યાં ! ૮

---

૫૦

## વન લીલા—શ્રીકૃષ્ણનું ગૌર રૂપ.*

### હીંચ.

( હુંરે મેયારણુરે ગોકુળ ગામની—એ રાહ. )

"અહો ! શ્યામળિયારે ! ગોવિંદ =ગોરિયા !
ગોરા, ગોવિંદ આજ શું લાગો !—ગોવિંદ ગોરિયા !

---

* શ્રીકૃષ્ણ. = પરાજય.

* આ વનલીલાના પ્રસંગે રાધાજી શ્રીકૃષ્ણને કહે છે. રાધાજીના પ્રકાશમાં સર્વ ગૌર થઇ ગયું તેમાં શ્રીકૃષ્ણ પણ ગૌર થઇ ગયા. આનુંજ નામ શિવજીવનો અભેદ ! = ગોરા.

શ્યામ, રક્ત, પીત બધા રંગો ગયા ક્યાં ?
ગૌર ગૌર સર્વ દિસે જ્યાં જ્યાં જુઓ ત્યાં;
    કોકિલા ને કાક સહુ ગોરાંરે—ગોવિંદ ગોરિયા !
ભ્રાન્તિ થાય મુજને શ્યામ ! આજ ભારી,
માયા આ કોની કહોને મુરારિ ?
    ભાન ભૂલીને હું તો હારીરે—ગોવિંદ ગોરિયા !
હું તે આપ છો કે આપ તે હું છું ?
આપ પડયા ભ્રાન્તિમાં એ પણ જોઉં છું;
    વાત કહો સાચી વિનવી કહુંરે"—ગોવિંદ ગોરિયા !
શક્તિ-શક્તિમાન તત્ત્વ એકરૂપ સાચું,
આજ લીલા કાજ પ્યારી (નું)ગૌરરૂપ ધાર્યું:
    લીલા વિણુ રંગ સર્વ કાચુંરે—ગોવિંદ ગોરિયા !

---

૫૨

## કાળા, માટે કપટી.*

### લાવણી.

દાવો સત્ત્વગુણી કહાવ્યાનો, છતાં શ્યામ છો એ તે શું !
દુનિયાં કપટી કહે સઘળી તે, સઘળા ખોટું બોલે શું ! ૧
તમોગુણી, શંભુને કોઇ કોઇ, પુરાણ કહે છે એ તે શું ?
સ્ફટિકગૌરવર્ણા શંભુને, તમો ગુણી કહે એ તે શું ? ૨
તમોગુણી કહો તો પછી, સત્વસ્વરૂપ ગોરૂં છે એ તે શું !
અંતરસત્વગુણી શંભુ તેથી, ગોરા શંકા તે શું ! ૩
પ્રકટ ભોળપણ અંદર કપટી, તમે શ્યામ ખોટું એ શું !
તેથી શ્યામ બન્યો છે રંગ, તમારો સાચું નહિ એ શું ! ૪

---

* રાધાજીની ઉક્તિ છે.

શંકર ને હું ભોળાં સત્વગુણી, તેથી ગોરાં લાલા !
કપટ કાઢીને ગૌર= બન્યા, મ્હેણું કાઢી રંગના લાલા. ૫

---

## ૫૨

# શ્રીકૃષ્ણ કાળા કેમ ?

( પંથી પરદેશી ચિત સોંપી હું આ ચા...લી—એ રાહ. )

શ્રીજી—" કાના ! કાળા કયમ કહેવાયા, જગમાં પ્યા...રા !
શ્યાણા સમજાવો એ ભેદ, આંખના તા...રા !

### સાખી.

ઘન, સાગર, આકાશને, પ્રકાશ જેમ અગાધ;
અનંત દશ્યોની મળી, ઉપમા શ્યામ અમાપ.
કારણ સાચું નવ કો જાણે, કામણગા...રા !—કાના૦

### સાખી.

કાળા કારાગૃહ વિષે, કાળી ખોલી માંય;
રાત મધ્ય કાળી વળી, કૃષ્ણ પક્ષ વચમાંય.
મેઘ, દિશાઓ, ને આકાશ, બધાં એ કા...ળાં—કાના૦

### સાખી.

નહિ સૂરજ નહિ ચાંદલો, નહિ તારા નહિ દીપ;
અજવાળું નહિ લેશ ત્યાં, કાળું દૂર સમીપ.
કાળું કામ કર્યું બદલાનું નંદના લા.....લા—કાના૦

---

= ગૌરાંગ અવતારનો ધ્વનિ છે.

૫૫

## સાખી.

કારાગૃહ ફોડયું વળી, ફોડયું* નંદનિકેત;
ચોરાવી પરબાલિકા, દહિ માખણ ઠગી લેત.
કાળા ગુન્હા ગણાવું શા શા લાલ તમા...રા ?—કાના૦

## સાખી.

કાળી કાલિંદી તર્યા, કાળા નાગની છાંય; "
કાળું સર્વે છતાંય તે, રંગને સાચ જણાય.
"પાપી પાપ હરી હરિ ! બની ગયા પ્રિય કા...ળા "—કાના૦

## સાખી.

શ્રીકૃષ્ણ—" મ્હેણું મારો છો પ્રિયા, કાળાપણુનાં ખૂબ;
કાળી વસ્તુ પ્રેમમાં, રંગ દીસો ચકચૂર.
બિંદિ, કેશ, ભ્રમર, કીકી, જમુનાજળ કા...ળાં "—કાના૦

---

૫૩

# શ્રીકૃષ્ણરાધાસંવાદ.

## દેશ. ત્રિતાલ.

રાધાજી—" થઉં સ્યામ કદિ હું તુજ ધ્યાનથી ? (૨)
ભ્રષ્ટ થઉં મુજ સ્થાનથી—થઉં૦
સ્યામધ્યાનથી સ્યામ થઉં તો,
ખોઉં રસિકવર જ્ઞાનથી "—થઉં૦

---

* ફોજદારી નિબંધમાં ઘરફોડનો ગુન્હો ગણેલો છે, વળી ઘરનાં માણસો ફોડવાનો પણ ધ્વનિ છે.

*" ગૌર શ્રી નહિં, " શ્યામ કહે, " જો;
કૃષ્ણ નામ જગમાં નથી—થઉં૦
શ્યામ થાઓ જો મ્હારી ખાતર;
ગૌર બનું શ્રી નામથી—થઉં૦
જોડ આપણી કદિ ન તૂટે;
લીલામાં કોઇ વાતથી "—થઉં૦
અદ્વૈતી એ તત્ત્વ છતાં પણ;
દ્વૈત રંગનો સારથી—થઉં૦

---

## ૫૪

## વન લીલા–રાધા વડેજ શ્રીકૃષ્ણ.*

### હોરી કાફીની–તાલ લાવણી.

( રંગ ભંગમેં કૈસે હોરી ખેલુંગી, મૈં સાંવરિયા કે સંગ–એ રાહ. )

" ગ્વાલલાલ઼ ઓ, નંદયશોદાલાલા ! શોભો મુજથી જદુરાય !–ટેક.
સૂકર બનીયા નૃસિંહ બનીયા, મત્સ્ય, કૂર્મ કરી કાય;
વામન બનીયા રામજી બનીયા, શુષ્ક સર્વ દેખાય—ગ્વાલલાલ૦
રસનો સ્વાદ કદિ ચાખ્યો'તો ? રાસ આશ તો કયાંય ? "
રાધા વિણ રસિયાની ભક્તિ, રંગ કહે ના થાય—ગ્વાલલાલ૦

---

* જો ગોરી રાધિકા(શ્રી) ન હોય તો કૃષ્ણ નામજ ઉડી જાય. કૃષ્ણ એટલે શ્રીકૃષ્ણ તેમજ શ્યામતા. = કૃષ્ણ.

* રાધાજીની શ્રીકૃષ્ણ પ્રત્યે ભક્તિ છે.

૫૫

## કાન્તની પ્રેમમૂર્છા.

### ભૈરવી તાલ-પંજાબી ઠેકા.

( સાંવરિયા મન ભાયોરી—એ રાહ. )

*બાજુબંધ શ્રીનો ખસીઓરે, શો આ ભાવ !
રૂપ અનુપમ, દેખી પ્રિયતમ, મોહન મોહિત થઇ ફસીયોરે—
શો આ ભાવ !
બાજુબંધ બેઠો, નિજ સ્થળ હેઠો, મૂર્છામાં ડુબ્યો રસીયોરે—
શો આ ભાવ !
સહુ ગભરાયાં, ભેદ ન પાયાં, પ્રિય ને) વિરહ ભાવે ગ્રસીયોરે—
શો આ ભાવ !
ધ્યાનજ દેતી, સખી એક ચેતી, બાજુબંધ પાછો ખસીઓરે—
શો આ ભાવ !
થઇ સુખ-શાન્તિ, અહો દૈવી કાંતિ ! રંગાને ભાવ વસીયોરે—
શો આ ભાવ !

---

૫૬

## કંદર્પયજ્ઞની પૂર્ણાહુતિ.

( કવ્વાલી. )

મળીને સર્વ સખીઓએ, કાન્તની સંમતિ સાથે:
ઠરાવ્યો યજ્ઞ કરવાનો, મહા કંદર્પ રાજાનો. ૧

---

* એક વખત રાધાજીનો બાજુબંધ નીચે જરા સરી જવાથી તેટલો ભાગ ખુલ્લો થવાથી વધારે રમણીય લાગવાથી શ્રીકૃષ્ણ દેખીને પ્રેમમૂર્છાગત થઇ ગયા; તે એક ચતુર સખીએ પાછો ઠેકાણે મુકયો એટલે ચેતનમાં આવ્યા.

"પ્રથમ પંચાયતનપૂજા, કરો" કહે "સ્માર્ત્તવિધિસારે;"
"બતાવો" કાન્ત કહે, "દેવો પાંચ કયાં છે બધા સાથે?" ૨
સખી કહે, "શ્રીજી અંગોમાં, વસે છે દેવ પાંચે ત્યાં;
કરો પૂજા સુખે લાલા! મળે તત્કાળ ફળ જેમાં." ૩
સખી બીજી કહે " શરૂમાં, વદે શાસ્ત્રો ગ્રહો પૂજા;
વિશાખા ને લલિતાની, કરો ગ્રહભાવથી પૂજા." ૪
વિશાખા. કહે, " પ્રથમ પૂજા, કરો દિક્પાલની પ્રીતે;
કુંદવલ્લી તણાં અંગે. વસે દિક્પાલ શુભ રીતે." ૫
ઠર્યું અંતે " શ્રી અંગોમાં, વેદ ને દેવ જઇ પેઠા;
સખી અંગો સકળ છે ત્યાં, યજ્ઞફળ લ્યો અહિં બેઠા." ૬
યજ્ઞઆરંભ મંડાયો, શાસ્ત્ર રતિના વિધિ સાથે;
મંત્ર ઉચ્ચારણો બોલે, શાસ્ત્રીઓ શાસ્ત્ર અનુસારે. ૭
અંતમાં સ્વસ્તિવાચનના, પાઠ ચાલ્યા બહુ ભાવે;
પ્રેમનાં વેદ ને શાસ્ત્રો, પ્રેમીને પ્રેમી સમજાવે. ૮
યજ્ઞઆરંભ ત્યાં કરીને, કુંજમાં પૂર્ણ જઇ કીધો;
યજ્ઞ તે પ્રેમ શિવજીવનો, રંગ પ્યાલો ભરી પીધો. ૯

---

૫૭

## રાધાસૌભાગ્ય ગીત.

(ચાલો સાહેલી, ચાલો સાહેલી, ભુવનેશ્વરીનાં, સહુ મળીને દર્શન કરીએ—રાહ.)

"આવોને બેની! આવોને બેની! વૃષભાનુદુહિતાસૌભાગ્ય
નિરખી, આનંદ કરીએ—ટેક.

વ્રજપતિ ને વ્રજદેવી પરસ્પર, પ્રેમ મહાસાગરમાં ઝીલે;
બન્ને જ્યાં નિત્ય ધ્યાનપરાયણ, અનુપમ આ જગમધ્યે ખીલે;
પ્રાણનાથની પ્યારી જાણે, વિખુટી પડી મૂર્તિ માની લે—આવોને૦

ચાતક મેઘ, ચકોર ઇન્દીવર, શશિ ચકવા, ને પદ્મ ભાનુમાં;
રાત અને દિન નિમિષ વિના, તલ્લીન રહે તેની ધુનમાં;
પણ શ્રીજીના સતત્ ધ્યાન, પ્રિયતમ પાસે છે તુચ્છ બધાં–આવોને૦
ગાન્-તાન ને નૃત્ય આદિ, પ્યારી ન શીખી કોઇની પાસે;
જોટો નહિ પણ તોયે જગમાં, અક્કલ એ દેખી ન્હાસે;
તન તો નાચે સહુનું પણ, પ્યારી ચિતડું ભીતર નાચે–આવોને૦
હાસ્ય, કટાક્ષ, પ્રણય, અભિનય સહુ, ગુણસાગર છે એ પ્યારી;
સર્વે ગુણનું અવિચળ સંમેલન, જઇએ સહુ બલિહારી;
એ ગુણગ્રાહક અન્ય નહિ પણ, એકજ દુનિયામાં *સારી–આવોને૦
ચઉદ લોકના રૂપતણો ખેંચીને, રસ કાઢયો શ્રીવિધિએ:
કેંકે નયનકટાક્ષ પરસ્પર, વખાણ કોનાં તે કરીએ ?"
પુરૂષ-પ્રકૃતિ એકરૂપ ત્યાં, અક્કલ ક્યાં ચાલે જરીએ ?–આવોને૦
ક્રીડા રતિનાં ચિન્હ પ્યારીને, દેખી આનંદ સખી જનને;
કાયવ્યૂહ શ્રીજીનાં સર્વે, શોણિતશુક્રઆદિ નહિ તનને;
પ્યારી-પ્રિય બેઉ એક, તત્વમાં, કેલિ કાજે ભિન્ન બને–આવોને૦
પ્રાકૃત જનને અગમ્ય વાતો, દિવ્ય પ્રેમ તે કયાંથી લાધે ?
ઉંચા સ્વરથી ફરી-ફરી બોલો, "જય જય સ્યામ ! વળી જયરાધે !"
રંગ કરે વિનતિ જય ઘોષ, સુણાવો પ્રેમ દિલે વાધે–આવોને૦

---

## ૫૮

# બંસીચોરી લીલા.

( રાગ-ઇન્દ્રસભાનો. )

ધાયા શ્રીકૃષ્ણ રોકવા, શ્રી રાધિકા જતાં;
બગલથી સરી બંસી, પ્રિયા વસ્ત્ર ઝાલતાં. ૧

---

* આખી.

શ્રીએ ઉઠાવી ને છુપાવી, લાગ જોઇને;
દીધી સખીને કાન્હજીનું, ધ્યાન ચોરીને. ૨

પ્રસંગ લઇ શ્રી કહે-' પરાઇ નારમાં:
કરો છો રતિ શીદ, કરો પ્યારી વેણુંમાં ?' ૩

કિશોર 'વેણુ' શબ્દ સાંભળી, કર્યો ઉચાટ;
'ઉડાવી વેણુ પ્યારી મ્હારી, ચોરીને શા માટ ?' ૪

સખી બધી મઝા કરે, ઉડાવે પ્રાણુનાથ;
ક્રમે ક્રમે ફરી બધી સખીની વેણુ સાથ. ૫

લે લાલ ઝડતી જે સખીના, અંગની જઇને;
દઇ બીજીને રહે, સાહુકાર થઇને. ૬

કહે છે કોઇ-" વેંત વાંસની છે શી વિસાત ?
બદામ એક મૂલની, નમાલી એજ વાત. ૭

પુરાણુ વાંસ ટુકડો, અનેક છિદ્ર સાથ;
નવીન હ્યો પછી કિશોર ! છે કંઇ પંચાત ?" ૮

કહે બીજી સખી-"થયું છે, આજ ઠીક કામ;
થશે સુખી હવેજ નકી, પ્રાણીઓ તમામ. ૯

મયૂરી, કોકિલા, હરિણી, સ્તબ્ધ થઇ જતાં:
નદી સમુદ્રમાં હવે, જશે સુખે સદા. ૧૦

ઉમા, રમા, શચી બધાં, નિરાંત પામશે;
બિચારી ગોપીયો હવે, સગાંને સેવશે." ૧૧

દરેક મંજરી સખી, નિમિત્ત વેણુના;
કિશોરસ્પર્શલાભ લે, સુભાગ્યની મણા ! ૧૨

સખી તથા કિશોરનો, થયો અવર્ણ્ય વાદ;
જમાવીયો અનંગ રંગ, સર્વ મળી સાથ. ૧૩

વૃન્દાની પાસ વેણુબાઇ, અંતમાં ગઇ;
છુપાવી રાખી બાહુ, દાબીને બગલ મહીં. ૧૪

ઉમંગભેર બોલતાં, કરો* પસારિયા;
થવાંથી મુક્ત વેણુ, ગાન-તાન આદર્યા. ૧૫
પૂછે શ્રી રાધિકા-" શી રીતે આવી કહો સત્ય."
(વૃંદા કહેછે)-'ઉંચેથી ફેંકી વાંદરીએ, લેશ નહિ અસત્ય.' ૧૬
એ વેણુ મૂળ ચોર સખી, સેવ્યા ખરી,
કૃપાથી વાંદરીની, આબરૂ બધાંની રહી." ૧૭
વ્હડી સ્વકીય= એકકે શ્રુતિ શરૂ થઇ;
આ વેણુકેલિ રંગ સુણી, ભ્રાન્તિ તો ગઇ. ૧૮

---

૫૯

# વેણુનાદ.

## દેશની ચાલ-ત્રિતાલ.

વેણુમાં કાન કરે શું કામ?
ચિત્ત ભ્રમમય થાય તમામ—વેણુમાં૦
વેદ પાઠકો શ્રુતિસ્વર જાણે, ક્ષત્રિય રણસ્વર માને;
વૈશ્ય, ÷વૃત્તિના પાઠ ×પ્રમાણે, હુકમ શૂદ્રના કાને-વેણુમાં૦
માત-પિતા નિજ નામ સાંભળે, વડીલો નિજનાં માને;
સખાસખી પોતાનાં સમજે, પશુ પક્ષી(સમજે) પોતાને-વેણુમાં૦
ગોપી, સખા, બંધુ, પશુઓને, નામ દઇ બોલાવે;
પ્યારીજીને સઘળી વાતો, વેણુમાં સમજાવે-વેણુમાં૦
યોગી, જ્ઞાની, કર્મી ભક્તને, યોગ્ય વેણુ તે આપે;
બ્રહ્માંડો સર્વેમાં વેણુનાદ વિવિધ સંભળાવે-વેણુમાં૦

---

* હાથ. = શ્રીકૃષ્ણના અધર ઉપર.

÷ વૈશ્યવૃત્તિ. × સમજે.

વિપરીત પલટા વેણુકેરા, જડચર પણ પલટાયે;
  ખગ મૃગ સ્તબ્ધ બની જડ થાયે, ગિરિ, દ્રવી સરિતા થાયે—વેણુમાં૦
વિખુટી હોય પડી તે વારે, રાધેકૃષ્ણ ગુણ ગાવે;
  એક વેણુમાં કોટિ કામો, રંગો શું શું ગણાવે ?—વેણુમાં૦

---

૬૦

## વેણુનાદ બ્રહ્મ.

### હીંચ.

ઓ ભાઇરે શાન્તિ પમાડે તેને તે સંત કહીએ—એ રાહ.

" ઓ *બેનડી ! વાનો ગણાવું, શી વેણુની ઓ સજની ?
ગતિ રતિ નહિ મતિની કો જનની—ઓ બેનડી૦
બ્રહ્મા વિષ્ણુને શંભુ, સ્હામા મળ્યા'તા,
દશા બહાવરા જેવી દેખાઇ મનની—ઓ બેનડી૦
પુછ્યું મને " " વાત, કહેશો કે સાચી ?
જુઓ ગાજે બ્રહ્માંડ દિવસ રજની— ઓ બેનડી૦
ગેબી ફૂંકે છે નાદ, આ કોણ અહિંથી ?
એ વ્યક્તિ તે કોણ વૃંદાવનની ?"—ઓ બેનડી૦
" ગોપ બાલ કાન નામે, વેણુ વગાડે;
જાણે વાત ફક્ત વનિતાઓ વ્રજની "—ઓ બેનડી૦
ખોળતાં ખોળતાં, લાલજી દેખ્યા;
ખોસી કમરમાં વાંસળી વાંસની—ઓ બેનડી૦
શ્યામ કહે " સુંદરીઓ, સાચું ન બોલે;
ભાઇ શક્તિ એતો છે વ્રજ રજની—ઓ બેનડી૦
દેખે ગોવાળબાળ, દેવતાઓ માર્ગમાં;
દેખી સૃષ્ટિ વિરાટ રૂપ બ્રહ્મની—ઓ બેનડી૦

---

* રાધાજી સખી પ્રત્યે કહે છે.

સર્વ ખલુ ઇદં બ્રહ્મ ભાન આવ્યું;
ત્યાં તો દેખી પ્રેમ માયાની વાંસળી—એ બેનડી૦
દેખ્યાં માયાને બ્રહ્મ, બેઉ સાથે;
કોઇ ભાગો ભાવટ રંગ ભવની—એ બેનડી૦

---

૬૧

## બંસીચોરી લીલા.

### વેરણવેણુ. *

( ગરબો-જાદવ નંદ કૃષ્ણા—એ રાહ. )

વેરણ નાર વ્રજની—ટેક.
વેણુ પ્રિય અધર બિરાજેરે—વેરણ૦
શોર-બકોર ને તોર આ તે શો ?
નંદકિશોર નચાવેરે—વેરણ૦
માખણચોરના જોરે અમારાં,
કોર કાળજડાંની ખાજેરે—વેરણ૦
વિરહ પ્યારાને ઘડી નહિ ત્હારો,
નિશદિન ગર્વથી ગાજેરે—વેરણ૦
હક અમ સ્ત્રીનો છીનાવી તેં લીધો,
આ શું બાઇ તને છાજેરે ?—વેરણ૦
પુરુષ છતાં વેષ સ્ત્રીનો તેં લીધો;
છળ કર્યો સ્વાર્થની કાજેરે—વેરણ૦
+વંશ તું શુદ્ધ જાતિ નર કેરો;
કહે સહુ એક અવાજેરે—વેરણ૦

---

* સખીઓની ઉક્તિ છે. + વાંસ.

રસહીન શુષ્ક બહુ છિદ્ર વાળો;
પીતાં અમૃત નવ લાજેરે?—વેરણ૦
પુરુષ પુરુષ વચ્ચે પ્રેમજ કેવો?
નાહક ગાજે ને વાજેરે—વેરણ૦
ઓ દુઃખ શોકયનું તું થયો શોકયડો;
દુખડાં કહીએ કોની આગેરે?—વેરણ૦
રસ તુજમાંથી નહિ પ્રિય પામે;
તું સાટે પી પી ધરાજેરે—વેરણ૦
'ધણીને ગમ્યું તે ખરૂં' એજ નીતિ;
રૂદન અમારૂં અકાજેરે—વેરણ૦
રંગ કહે નથી વંશ કે વેણુ એ;
શ્રુતિ પ્રભુ મુખપર રાજેરે—વેરણ૦

---

૬૨

## બંસી માટે વૃક્ષોનો આનંદ.

( ગરબો—મીઠડાં ગોરસ લ્યોરે—એ રાહ. )

વૃક્ષ અહો! નાચી રહ્યાં—નાચી રહ્યાં!
જુઓ કૌતુક સૌ નર—નારીરે—વૃક્ષ૦
અષ્ટ ભાવો ભિન્નરૂપે બતાવે,
કોઇ રડે હસે હરખ ન માયરે—વૃક્ષ૦
પૂછ્યું એક વૃદ્ધ વૃક્ષને *પ્રિયાએ,
કહે વૃદ્ધ—"ધન્ય ભાગ્ય વૃક્ષજાતિરે—વૃક્ષ૦
વૃક્ષવંશમાં છે બંસી કુળદીવો,
કુળ દીપ્યું વૃક્ષવંશ ઘણું જીવોરે—વૃક્ષ૦

---

* રાધાજી.

જઇ બેઠો વેણુ બની નાથ મુખે,
દેવ-દાનવાદિ વેણુને ઝુકેરે—વૃક્ષ૦
બધાં વૃક્ષ દે આશીશ વંશ ભાઇ,
નાથ રંગની કૃપા ત્યાં શી નવાઈ રે ?—વૃક્ષ૦

---

૬૩

## વેણુના વેરનો ખુલાસો.

( પ્રભુ રીઝી સ્હાય થજો જગરાય—એ રાહ. )

સખી ! આજે ભાન થયું પળમાંહ્ય,
હાંરે પળમાંહ્ય, પ્યારી પળમાંહ્ય—સખી !
વેરણુ વેણુ આપણી, જૂનું વેર અપાર;
દુષ્ટ *વેનનો એ અવતાર—સખી !
લોકો પીડયા રાજ્યમાં, હવે પીડે છે નાર;
+વક્ર બન્યો વેણુના આકાર—સખી !
ક્યાં છે પેલા બ્રાહ્મણો ? કરજો અમને સહાય;
રંગો સખીઓની દયા ખાય—સખી !

---

૬૪

## રાધાજી મુરલિ શિખે છે.

### રાગ-દેશ-ત્રિતાલ.

( રાજ થારા ડુંગરીયામાં બોલે જયા મોર—એ રાહ. )

પ્રાણપ્યારા નયનતારા, હૈયાહારા શ્યામ !—ટેક૦

---

* પ્રાચીન વેનરાજા થઇ ગયો તે.

\+ વૃદ્ધ અને કપટી થવાથી વેણુ જેવો વક્ર થયો.

શ્યામ બતાવો મુરલિ વ્હાલા, શીખવાડો મુજને આ ! કાંત–પ્રાણ૦
ગૌ બોલાવો, વત્સ બોલાવો, બોલાવો બાળાને દઇ નામ–પ્રાણ૦
સૂરો સંધા ! શીખવો મુજને, વિનવું છું કરગરી કાન !–પ્રાણ૦
શ્યામ કહે–" કરો વપુ નરની,ત્રિભંગી થઇને દીઓ ધ્યાન"–પ્રાણ૦
શ્યામશ્યામા, ધરી કર મુરલિ, બજાવે બે મુખેથી તાન–પ્રાણ૦
સૂર શીખ્યાં શ્રીજી સઘળા, કૃષ્ણરાધા*મુખે રાધે કાન–પ્રાણ૦
ધ્યાન હૈયે ધરે રંગ એનું, યુગલ સ્વરૂપમાં ગુલતાન–પ્રાણ૦
શ્રી કહે "પ્યારા કૃષ્ણ થઇ હું, રાધા બની કરો હવે માન"–પ્રાણ૦
"એતો× પ્યારી કામ કઠણ છે, લેશ નહિ ચાલે મુજ હામ"–પ્રાણ૦
બંસી= શીખી તુજથી પ્યારા, શિખવાડું માન આ ! સુજાણ"–પ્રાણ૦
કૃષ્ણરાધા પલટી સ્વરૂપ રંગા ! લીલા કરે અનેક વિધાન–પ્રાણ૦

---

૬૫

## ઝૂલન.

(સુઇ જા સુઇ જા મારા લાડકવાયા તનરે, હાલો હાલો—એ રાહ.)

ખમ્મા ખમ્મા વ્હાલા, શ્યામળિયા સરકારરે–ઝૂલો ! ઝૂલો !
એ શ્યામ સલુણા ! સખીઓના સરદારરે–ઝૂલો ! ઝૂલો !
રાખી પ્યારીજી વામાંકે નંદકુમાર;
નિરખી નિરખી હૈયે, વાધે હર્ષ અપારરે–ઝૂલો ! ઝૂલો !
ઝૂલો હીરા માણેક મોતીથી શણગાર્યો;
હળવે હળવે ઝૂલાવે વૃન્દા આવારરે–ઝૂલો ! ઝૂલો !

---

* શ્રીકૃષ્ણના મુખમાંથી "રાધા" સૂર નીકળે અને રાધા મુખમાંથી "કૃષ્ણ" સૂર નીકળે. × શ્રીકૃષ્ણ કહે છે.

= રાધાજી કહે છે.

સહુ સખીઓ હેતે મંગળ ગીતો ગાયે;
સખીઓ સર્વેના છો, હૈયા કેરા હારરે–ઝૂલો ! ઝૂલો !

દર્પણમાં દેખી પ્રિયની સાથ નવાંગી;
*પ્યારી માન કરે, નહિ તનનું ભાન લગારરે–ઝૂલો ! ઝૂલો !

પ્યારીજી ઉતરી, સખીઓને ઝૂલાવે;
સખીઓ સર્વેને ઝૂલાવે પ્રિયની સાથરે–ઝૂલો ! ઝૂલો !

પ્રિયનાં પ્રતિબિમ્બો ચોબાજુ ઝળકાયે;
સખીઓ જ્યાં દેખે ત્યાં, લાલામય દેખાયરે–ઝૂલો ! ઝૂલો !

પ્રત્યેક સખીને લાડ મળે લાલાનાં;
અદ્ભૂત રચનામાં, ઉમંગનો નહિ પારરે–ઝૂલો ! ઝૂલો !

ત્યાં એક એક મણિ સૂરજ તેજ હરાવે;
સૂરજ ચાંદા બીચારા, ત્યાં છે લાચારરે–ઝૂલો ! ઝૂલો !

આ જુગલતેજ પહોંચ્યું ચૌદે લોકોમાં;
દાનવ–દૈત્ય–દેવ, સર્વે તેમાં અંજાયરે–ઝૂલો ! ઝૂલો !

વિધિ, શંકર, વિષ્ણુ સાથે ત્યાં અંજાયે;
નર–નારી બીચારાંનો, તે શો ભારરે ?–ઝૂલો ! ઝૂલો !

કર્મી, યોગી, જ્ઞાની, ભક્તો અંજાયા;
રસમધુરા ભોગા પ્રેમી સુખીયા સારરે–ઝૂલો ! ઝૂલો !

વર્ણન શું કરવું, જ્યાં મનનો નહિ પ્રવેશ ?
રંગો દર્શન ક્યારે કરશે જુગદાધારરે ?–ઝૂલો ! ઝૂલો !

---

* રાધાજી.

## ૬૬

# ઝૂલામાં જટિલાનું આગમન.

( રાગ—ઓખાહરણનો. )

ચાડી ખાધી જટિલાની પાસે, જૂઓ ઝૂલે રાધાકૃષ્ણ સાથે. ૧
ચાડીયા સંતનો નહિ તોટો, જગમાં એનો હિસ્સો છે મોટો. ૨
જટિલા રાધાકુંડે પધાર્યાં, આંખો ખોલી વધુને નિહાળ્યાં. ૩
શ્રીનું તેજ અલૌકિક વાધ્યું, સઘળું સ્વર્ણમય દેખાયું. ૪
સ્વર્ણઅંગી થયા નંદલાલા, જટિલાએ દેખ્યા નહિ લાલા. ૫
ગઈ અંજાઈ રાંક જટિલા, શું ચાલે જ્યાં માયા કેરી લીલા? ૬
બોલ્યાં "ખોટી ચાડી લોક ખાતા, વધુ મારી કેવી પતિવ્રતા ?" ૭
લીલાઓના નહિ લાલા! પાર, બતલાવો રંગાને કોઈવાર. ૮

---

## ૬૭

# રાસમાં નટવર નૃત્ય.

( કાનાને પારણે સોનાનો મોર—એ રાહ. )

થેઈ થેઈ નાચે, ગોપીના પ્રાણ;
ગોપીના પ્રાણ, મારા ચતુરસુજાણ—ટેક૦
નટડાનો વેશ લઈ, નાચે નંદલાલ:
નાચે નચાવે, નરનારીને લાલ—થેઈ૦
લાખો ગોપીમાં, એકલો કાન:
ભૂલાવે બાળકો. સૌનાં ભાન—થેઈ૦
નયનાં મિલાવે, ચિત્તનો એ ચોર:
કોતરી કાઢે, કાળજાની કોર—થેઈ૦
જાગું છું કે ઉંઘમાં, જાણે એ લાલ:
પાયે પડે દીન, રંક રંગ લાલ—થેઈ૦

## ૬૮

# શ્રીકૃષ્ણ સ્વર્ગની દેવીના *રૂપમાં રાધાજી પાસે જાય છે.

### ગઝલ--ઇંદિરસભાનો રાગ.

( ગાતી હું ઓર ફીર નાચ સદા કામ હે મેરા--એ રાહ. )

લઇ સ્વરૂપ દેવકન્યકાનું [1]લાલજી--ટેક૦
ગયા [2]શ્રીપાસ જગતભગતવૃંદપાલજી--લઇ૦
અનેક વેષ લઇને કાન જાય શ્રીજી પાસ;
[3]ચંદ્રાવલિ, [4]કુટિલા, [5]જટિલા, ઠગે બની ખાસ--લઇ૦
ઠગ્યા બીચારા શંભુ લઇ રૂપ મોહિની;
નવાઇ શી કંઇ, ઠગે જો જગતમોહિની ?--લઇ૦
ભલી બનાવી વાત કહે "કલેશ થાય છે;
તમો સમાન સતી એ ઠગથી ઠગાય છે--લઇ૦
દીઠો મેં ચક્ષુથી એ ધૂર્તગાયને સખી !
સુખેથી મોજ માણતો બીજી કુમારીથી--લઇ૦
અનન્ય ભાવ કયાં તમારો ? કયાં એ ધૂતારો ?
તમારૂં દુઃખ દેખી પ્રાણ જાય માહરો."--લઇ૦

---

* એક વખત શ્રીકૃષ્ણ, રાધિકાજીના પ્રેમની પરીક્ષા માટે સ્વર્ગની દેવીનું સ્વરૂપ લઇને રાધિકાજી પાસે જઇ શ્રીકૃષ્ણની નિંદા કરવા લાગ્યાં. રાધિકાજી માયા ન પારખી શકયાં; કુદરતી પ્રેમથી, વિરૂદ્ધ બોલી શકયાં નહિ, પણ મૂર્છા પામ્યાં એટલે શ્રીકૃષ્ણે નિજસ્વરૂપ ધારણ કરી શાંત કર્યાં. ૧ શ્રીકૃષ્ણ. ૨ રાધિકાજી.

૩ અષ્ટ સખીઓમાંથી રાધાજીથી બીજા નંબરની શ્રીકૃષ્ણની સખા.

૪ રાધાજીની નણંદ. ૫ રાધાજીનાં સાસુ.

કહે શ્રી "સખા! પૂર્વ સંસ્કારના બળે;
લાચાર છું તુજ ઉપર મોહ સખી પળે પળે"—૯૪૦
પ્યારા વિરૂદ્ધ વેણુશસ્ત્રનાપ્રહારથી;
ઢળી પડયાં શ્રી જેમ રણે વીર મહારથી—૯૪
પ્રકાશી રૂપ આપનું, કર્યા શ્રી સાવધાન;
કરો એ યુગલ રંક રંગરોગનું નિદાન—૯૪૦

---

૬૮

## અન્ય લીલાઓ.

### લાવણી.

સંતાકુકડીની રમતોમાં, લાલ નયન પાટો બાંધ્યો;
સખીઓ રૂપ લઇ મચ્છીનું, જમુનાજળ આશ્રય સાધ્યો. ૧
પાટો છુટયે લાલ જુએ તો, સખીઓ નામ નિશાન નહિ;
ચઉદલોકની ઝડતી લીધી, સખીઓ ન મળે અહિં કે તહિં. ૨
ધ્યાન ધરી જોયું "પ્યારીઓ, થઇ મચ્છી જળમાં વિચરે;"
ચરણુ કરી લાંબો જમુનામાં, સખીઓ પકડી =સવ્યકરે. ૩
વારો આવ્યો લાલાજીનો, ગયા શંભુધામે સીધા
જમણા નેત્રે જઇને પેઠા, શંકરને રાજી કીધા. ૪
લઇ સમાધિ નેત્રો મીચ્યાં, શંકર આનંદનો નહિ પાર;
ધ્યાન ધરીને સખીઓ ચેતી, આવી શિવના મંદિર દ્વાર. ૫
પૂછ્યું *માતાજીને 'કયારે, ઉતરશે શિવ સમાધિ માત ?'
"બારx વર્ષ તો જરૂર લાગે, શિવસમાધિને સાચી વાત. ૬
ભંગ કરી ન શકે કોઇ પ્રાણી, શિવનું ધ્યાન કદી કોઇ કાળ;"
ભસ્મ થવાની બીકે એક પગે, તપ માંડયું ત્યાં તત્કાળ. ૭

---

= જમણા હાથે. * પાર્વતીજી. x પાર્વતીજી કહે છે.

બારે વર્ષે શંકર જાગ્યા, સખીઓ વિનવે "હો ચિત્ત ચોર;"
÷"ફીકી કરતાં વહાલો લાલો, આપું કયમ કાળજની કોર." ૮
સ્તુતિ આર્જવ લલનાનાં સુણી, દયાળુ શંકર દીધો કાન;
પૂરુષપ્રકૃતિ પાછી માંડી, લીલા રંગ અનેકવિધાન. ૯

૭૦

## વસન્તકેલિ.

### કાફી–તાલ દીપચંદી.

( સંકટ સર્વ હરો—એ રાહ. )

નટવર ખેલ વસન્તી મચ્યો—ટેક૦

ખાસ રચી રંગભૂમિ વૃન્દાએ અનુપમ ઘાટ રચ્યો;
હાંહાંરે અનુપમ ઘાટ રચ્યો—નટવર૦
કસ્તુરી, કેશર, ગુલાબજળ, અત્તર રંગ ઉડયો;
હાંહાંરે અત્તર રંગ ઉડયો—નટવર૦
ચુવા, ચંદન, આદિ સુગંધી, રસસાગર ઉછળ્યો;
હાંહાંરે રસ સાગર ઉછળ્યો—નટવર૦
પિચકારી સખી મારે પરસ્પર, રંગ ગગનમાં ગયો;
હાંહાંરે રંગ ગગનમાં ગયો—નટવર૦
ધારા લાખ કરોડો પ્રિયની, વર્ષારસ થઇ પડયો;
હાંહાંરે વર્ષારસ થઇ પડયો—નટવર૦
કુમ–કુમ, અબિલ, ગુલાલ રંગ જઇ નભમંડળમાં અડયો;
હાંહાંરે નભમંડળમાં અડયો—નટવર૦
મેઘધનુષ રંગ પીચકારીથી, પિગળી વર્ષી રહ્યો;
હાંહાંરે પીગળી વર્ષી રહ્યો—નટવર૦
પ્રિયતમ સખીઓથી ઘેરાયો, નારી વેશ કર્યો;
હાંહાંરે નારી વેશ કર્યો—નટવર૦

÷ શિવજી કહે છે.

જામ્યો રંગ વસન્તતણો ત્યાં, જાય કદિ ન કહ્યો;
હાંહાંરે જાય કદિ ન કહ્યો—નટવર૦
રમણીગાત્રોની શોભાના, *સ્રોતે ઇન્દ્ર વહ્યો;
હાંહાંરે સ્રોતે ઇન્દ્ર વહ્યો—નટવર૦
આવી અનેક રમતો રંગો, ચિત્તમાં જોઇ રહ્યો;
હાંહાંરે ચિત્તમાં જોઇ રહ્યો—નટવર૦

---

## ૭૧

## મધુપાન.

### કાલિંગડાની રાહ—ત્રિતાલ.

( જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે—એ રાહ. )

શ્રમ ક્રીડાનો સહુને થયો, હવે આરામજ લેવો ચહ્યો—ટેક.
ખાસ રચેલા મંડપમધ્યે, સખીગણ હોંશે ગયો;
પ્રિયતમ ને પ્રિયતમા સંગમાં, લ્હાવો લેવો રહ્યો—હવે૦
પ્યારાનો શ્રમ દૂર કરવાને, સખીઓએ શ્રમ કર્યો;
મર્દન, ચંપી, વ્યજન આદિથી, ઘાટ વિવિધ આદર્યો—હવે૦
વૃન્દા લાવી ઉત્તમ મધુરસ, યુગલનેત્રને ગમ્યો;
અધર સ્પર્શી લે એક-મેકને, રંગ અલૌકિક બન્યો—હવે૦
સખીઓને પરસાદી સાથે, રસ બીજો ભેળવ્યો;
પૂરણ પ્રીતે પીતાં પીતાં, નિશો બધાંને ચ્હડયો—હવે૦
=ઠુંગો પાછળ કરવાથી તો, મદ સર્વાંગે વધ્યો;
વસંતમદ, પ્રિયસંગમમદમાં, ત્રીજો મધુમદ ભળ્યો—હવે૦
વસ્ત્રાલંકારોનું ભૂલ્યાં ભાન, એમ મદ ચ્હડયો;
કેશવતનને ગમન ભાન નહિ, મદ્ય સમો મધુ બન્યો—હવે૦

---

* પ્રવાહમાં. = લઘુભોજન ( નાસ્તો )

રક્તાઘૂર્ણનયનો મદમાતાં, વદન સુગંધી ઝરે;
હાસ્ય વચન, દષ્ટિપાતોને, પ્રલાપમાં ભ્રમ ભર્યો—હવે૦
લ-લ-લલિતા ને વ-વ-વ-વિશાખા, શિશુ અસ્ફુટ સ્વર થયો;
મત્ત બની વ્રજવનિતા તેથી, મધુનો હેતુ સર્યો—હવે૦
લજ્જાબંધન તૂટ્યાં મદથી, મદનયજ્ઞ સુધર્યો;
રસની રેલમછેલ બની રહી, પ્રલયરૂપ રસ થયો—હવે૦
લલિતાકુંજ ગયાં પ્રિય પ્યારી, શયનસમય સાંભર્યો;
સખીઓ સૂતી નિજ નિજ સ્થાને, રંગ એકલો રહ્યો—હવે૦

---

૭૨

## સરોજનિકુંજક્રીડા.

( ગોવિંદ ગાઓ મન ગોવિંદ ગાઓ—એ રાહ. )

માધવ જાય સખો! માધવ જાય!
સરોજનિકુંજમાં, મસ્તહસ્તિકાય—માધવ૦
સાથ પ્યારી મદનક્રીડા કરવાને ચાહ્ય; (૨)
દૂર ખસો આપણે, એકાંત થાય—માધવ૦
મદનયજ્ઞસમારંભ, પ્રેમીયુગલ ચાહ્ય; (૨)
ધૃષ્ટ લાલ સાથ વામ, પ્યારીનો ભાવ—માધવ૦
સ્વપ્નમાં નિવારતી શ્રી, કાન્ત(ને) વારવાર; (૨)
તેજ ભાવ જાગતાં, બતાવતી આવાર—માધવ૦
મદનયજ્ઞમાંહી મચ્યું, દ્વંદ્વયુદ્ધ ત્યાંય; (૨)
પ્રથમ જીત પ્યારીની, પછીથી હાર થાય—માધવ૦
કિંકિણીઝણકાર યુદ્ધ, વાદ્ય જ્યાં બજાય; (૨)
તુમુલયુદ્ધ અંગ અંગનું કહ્યું ન જાય—માધવ૦
હસ્ત, ચરણ, હૃદય, મુખ અને નખાદિ અંગ; (૨)
યુદ્ધ કરે સરાકાર શો અપૂર્વ રંગ!—માધવ૦

શસ્ત્ર દંતને નખો તણા, થયા પ્રહાર (૨)
ચિન્હ દિસે યુગલઅંગ, જોને બહાર—માધવ૦
છિન્ન-ભિન્ન વસન, કેશ, ભૂષણોના હાલ; (૨)
રંગભૂમિ જો બિચારી, હાલ ને બેહાલ—માધવ૦
શ્રાંત થઈ શ્રી કહે–" લઈશ હું આરામ; (૨)
ખેલ કરો સંગ સખી, હે સખે! અકામ "—માધવ૦
રંગ મચ્યો કેલિ કેરો, ગોપી હરખાય; (૨)
કાનજી અનેક બન્યા, દ્વંદ્વ યુદ્ધ થાય—માધવ૦
નિરખવા વિહારચિન્હ, દ્યૂતનું મંડાણ; (૨)
કાન્ત હારી શ્રીને કહે, " તાહરો વેચાણ "—માધવ૦
નર્મસખા સખી હાસ્ય, હર્ષમાં તણાય (૨)
હાસ્ય વદન શ્રીનું રંગ, શી રીતે જણાય ?—માધવ૦

---

૭૩

## વનવિહાર.

ભૈરવીની છાય–ગજલ—તાલ દાદરો.

( સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઈએ—એ રાહ. )

અપૂર્વ રંગ બન્યો દૈવી એ વનમાં વૃંદાના;
તમામ જાત પુષ્પ પત્ર ને ફળો મજાનાં—અપૂર્વ૦

### સાખી.

ઋતુ ષડ્ દેહ ધરી ખડી, ઉભી અનુક્રમવાર;
નાનાવિધ પ્રાણી અને, ફળફુલ પાન ( લઈ ) તયાર.
અરણ્યસાધનોવડે કરે છે ભાવપૂજા;
કહે સ્વીકારવા સરકારને, વિનતિ એ *ભામા—અપૂર્વ૦

---

* શ્રી-વૃંદા

**સાખી.**

ભિન્ન ઋતુ પ્રત્યેકનો, પ્રતાપ જામ્યો પૂર;
ભોગવિલાસોમાં બધાં, થયાં પૂર ચકચૂર.
કરે વખાણ શું, મનુષ્ય જાત તે બીચારી?
કહે =દાત્યૂહ પક્ષી, **કોવા કવા**? ગાઇ ગાના--અપૂર્વ૦

**સાખી.**

સખા સખી પ્રિય પ્યારીને, શુક સારી પ્રિય વૃંદ;
વાદ વિનોદ(માં) મચી રહ્યો, થયો રંગ આનંદ.
પછી શ્રીકૃષ્ણ-રાધિકા તણો સંવાદ ચાલ્યો;
બીચારો રંગ શું વદે? કૃપા કરોને કાના!--અપૂર્વ૦

---

૭૪

## યુગલવાગ્વિનોદ.

( ગરબી—જીવો વિક્ટોરિયા--એ રાહ; )

**સંવાદ શ્રીકૃષ્ણનો.**

વનલીલામાં કૃષ્ણ અને રાધા,
કરે હાસ્યવિનોદસંવાદ—સંવાદ શ્રીકૃષ્ણનો.
કહે કૃષ્ણ:-" લક્ષ્મી અનુગા ત્હારી;
થઇ ત્યારે ખૂલ્યાં તેના ભાગ્ય. "-સંવાદ૦
રાધા-" તે જ લક્ષ્મી તમારી પત્ની ખાસા!"
કૃષ્ણ-" તે જ તું રાધે શક ના લગાર. "-સંવાદ૦

---

= આ પક્ષી **કોવાકવા** જેવો ધ્વનિ કરે છે, જેનો અર્થ એવો છે કે શ્રીકૃષ્ણ જેવો આ વનનો ભોગવનાર કોણ છે? તથા વૃંદાવન જેવું વન સૃષ્ટિમાં ક્યાં છે?

રાધા–" ગોપ બાળા હું, ક્યાં ને લક્ષ્મીજી ક્યાં ? "
કૃષ્ણ–" લક્ષ્મીનાથ તેવો ગોપીનાથ. "–સંવાદ૦
રાધા–" વેણુઘેલી મૂગલી લાલ ! તુજ પ્યારી; "
કૃષ્ણ–" રાધે ! નયન તમારા સમાન "–સંવાદ૦
રાધા–" કાળી કાલિંદી લાલ પ્રિયા ત્હારી; "
કૃષ્ણ–" વિશાખા થઇ આવી તું પાસ. "–સંવાદ૦
રાધા–લાલા ! 'ભ્રમર સહિત લતા લાડતી; '
કૃષ્ણ–' તેનાં પુષ્પ જાણે તુજ હાસ્ય. '–સંવાદ૦
રાધા–' લલિતા છે કુશળ ક્રીડાયુદ્ધમાં; '
કૃષ્ણ–' વાણિ યુદ્ધમાં તો હુંશિયાર. '–સંવાદ૦
રાધા–' લાલા ! કોમળ કાય ગિરિ ધાર્યો; '
કૃષ્ણ–' ધરો ગિરિધર સહ ગિરિ =પાંચ. '–સંવાદ૦
રાધા–' વેણુ લાલ ! દલાલણ કામિની; '
કૃષ્ણ–' મોક્ષદાયી ભક્તોની સુજાણ.–સંવાદ૦
આવાં હાસ્યવિનોદ શ્રીકૃષ્ણનાં;
રંગ હોંશ જોવા નંદલાલ !–સંવાદ૦

---

## ૭૫

## શ્રીકૃષ્ણનો અથાગ પ્રેમ.*

( ગરબો—કારતક મહિને કંથ સિધાવ્યા–એ રાહ. )

વાત સખિ ! કરતાં પ્રાણપતિની, હૈયું હારી જાય,
સખીરી હૈયું તે હારી જાયરે·
પ્રીત પ્રાણની, સુંદર શ્યામની, પૂરણ કામની—ટેક.

---

= આ પાંચની સખ્યામાં, પંચમહાભૂત, પાંચ પ્રાણ, પાંચ દેવ વિગેરે અનેક તત્ત્વ છે. * રાધાજીની સખી પ્રત્યે શ્રીકૃષ્ણના અપૂર્વ પ્રેમની રાધાજીની ઉક્તિ છે.

ઉભી રહું સ્થળમાં જે કનૈયો, ચુંમે પ્રીતે સ્થાન;
સખીરી ચુંમે તે પ્રીતે સ્થાનરે—પ્રીત૦
સ્નાન કરૂં જળમાં ત્યાંય વ્હાલો, ભીડે =વેણુને બાથ;
સખીરી ભીડે તે વેણુને બાથરે—પ્રીત૦
જાય પવન જ્યાં મુજ સુગંધી, વ્હાલો ત્યાં ત્યાં ધાય;
સખીરી વ્હાલો તે ત્યાં ત્યાં ધાયરે—પ્રીત૦
જે દિશમાં જોઉં કાન્ત દૃષ્ટિ ત્યાં, સ્થાયી લાગી જાય:
સખીરી સ્થાયી તે લાગી જાયરે—પ્રીત૦
ઇન્દ્રિય ઇન્દ્રિયઅર્થ બધાનો, મારા મધ્યે વાસ;
સખીરી મારા તે મધ્યે વાસરે—પ્રીત૦
નિશદિન મુજમાં ધ્યાન હરિનું, રંગા આ શો ભાવ ?
સખીરી રંગા તે આ શો ભાવરે ?—પ્રીત૦

---

## ૭૬
## રાધાજીની પ્રેમ સમાધિ.

( રાગ રામગ્રી—વૈદરભી વનમાં વલવલે—એ રાહ. )

શ્રીજી સંતાપ સમાધિમાં,
વનલીલા પૂર્ણ કરી ગયાં, લલિતાનંદકુંજે:
રસલોભી ભ્રમરો શ્રીમુખપરે, લીલા લ્હેરથી ગુંજે—શ્રીજી૦
શ્રીજી નિવારે ભ્રમરગણો, સખીઓ કહે " ચિંતા નહિ;
ભ્રમર નિવારશું અમ સહુ, " કાઢયા કહી ત્યાંથી સહી—શ્રીજી૦
શ્લેષ કર્યો ચતુરા સખી, " મધુસૂદન[1] દૂર;
[2]પદ્માલિમાં છે જઇ ચડયા, " સૂણી (થયાં) ચિંતાતુર—શ્રીજી૦

---

= પ્રવાહ.

૧ શ્રીકૃષ્ણ તથા ભ્રમર. ૨ શ્રીકૃષ્ણના પક્ષમાં પદ્માની સખી ચંદ્રાવલિ અને ભ્રમર પક્ષમાં કમલવન.

" વન મ્હારૂં ઘર મ્હારૂં તે છતાં, શો ગજબ કહેવાય ?"
મુજ છાતી ઉપર ધૃષ્ટતા, આ તે શે સહેવાય ?"—શ્રીજી૦
દુ:ખ રેડયું ધનિષ્ઠા કને, વ્હેમ ત્યાંએ અગાધ;
કાન્ત સખી સર્વ ચેતીયાં, શ્રીજીપ્રેમસમાધ—શ્રીજી૦
કૌતક ત્યાં વળી એ થયું, દેખી પ્રિયતમપીડ;
પ્રતિબિમ્બ નિજનું દેખીને, જાણે [3]ચંદ્રાને દીઠ[4]—શ્રીજી૦
મૃત્યુ સમુ દુ:ખ થઇ પડયું, શોકનો થયો કોપ;
"સન્મુખ દેખું હરિફને, શો મર્યાદાલોપ ?!—શ્રીજી૦
રાધા સાચી (જો હું) ત્યજી પ્રાણુ લઉં, કૃષ્ણુ(નો) જન્મ આવાર;
(શ્રીકૃષ્ણુને) રાધા કરીને જતાં બધાં વેરો વાળું તો નાર—શ્રીજી૦
લાજ-શરમ છોડી સર્વથા, આલિંગન દે છે લાલ;
લલિતા ! હવે બળ્યું જીવતું," સખી કહે-'એ શઠ [5]ચાલ-શ્રીજી૦
કુંદલતા રસમાં ભળી, શ્રી કહે-' કપટી તું મૂળ;
દેખે નહિ આ હરીફને, પેટનું આ તો શૂળ.'—શ્રીજી૦
કૃષ્ણુ કહે-" વનદેવતા ! રાધા સખી નામ લઇ;
વક્ષ:સ્થળે વસતી સદા, આલિંગન દઇ દઇ."—શ્રીજી૦
લલિતા જઇ કહ્યું કાનમાં, ખૂલ્યો ત્યાં પછી ભેદ;
લજ્જાભર્યું શ્રીવદન કરો, દૂર રંગાનો ખેદ—શ્રીજી૦

---

## ૭૭ (અ)
## જળક્રીડા.
### હીંચ.

( વ્હાલો પ્રેમને વશ થયા રાજીરે—એ રાહ. )

શ્યામ શ્યામા તે કુંડપર ચાલ્યાંરે,
સખી સર્વેનાં મનને ભાવ્યાંરે.

---

૩ ચંદ્રાવલિ. ૪ દીઠી. ૫ રીત.

સર્વે સખીઓએ શ્વેત વસ્ત્રો પહેર્યાં, કેશ મૂકયા છે મુક્ત;
આભૂષણુ યોગ્ય તે રાખ્યાં, રંગ કંદર્પ કેરા જામ્યારે—શ્યામ૦
ગયાં સર્વે સરોવર જળમાં, બીકણુ રહી ગઈ બહાર;
તેઓને પણુ અંદર ખેંચી, ક્રીડા જળના તે જંગ ખૂબ જામ્યારે-શ્યામ૦
હાથી ઘૂમે હાથિણીયોમાં, જળક્રીડાની માંહ્ય;
એકી વખત બધીનો ભોગ ન કરે,
'પુરુષ સૂકત' મંત્ર લાલે સંભાર્યારે—શ્યામ૦
સહસ્ત્રમુખકમળ સહસ્ત્રકરકમળ, એમ થયા અનેક કિરતાર;
સખીઓ સર્વેને સામટી સંતોષી,
પછી દ્વંદ્વયુદ્ધ માર્ગ સર્વે ઝાલ્યારે—શ્યામ૦
પ્રિયા-પ્રિયતમની પાટીઓ પડી, જયઘોષ બન્નેના થાય;
અનેક રમતો વળી ત્યાં ચાલી,
વેગ રસના તે ખૂબ ખૂબ ફાલ્યારે—શ્યામ૦
જળમંડુક વાદ્ય ધ્વનિ મંડાયા, 'ડુબકી દા' જળયુદ્ધો થાય;
તરવાની શરતો ચાલી, પાણી છાંટવાના મામલા ચાલ્યારે—શ્યામ૦
બૂરકા મારી તળગટ લાવે, 'ફેરફુદડીઓ' અનેક પ્રકાર;
સુગંધી દ્રવ્યપુષ્પો ફેંકયાં, ખેલ ગણુવામાં ભક્તવર્ગ હાર્યારે—શ્યામ૦
ગળાસમા જળમાં સખીઓ રાખી, જાણે કમળનું ખીલ્યું વન;
શ્રી કહે–"કયાં છે સખીઓ મ્હારી ?"
મહામાયાને પણ મોહ લાગ્યારે—શ્યામ૦
પ્રિયાને લીધી ગળાસમા જળમાં, ભેદ સમજ્યાં પ્યારીજી તૂર્ત;
કૃષ્ણુભ્રમર કમળોનો રસ પીએ,
કુમુદ કમળ એક-મેક ભ્રમ ભાગ્યારે—શ્યામ૦
પુરૂષ-પ્રકૃતિની જે આ લીલા, પ્રાકૃત જનને બહુ દૂર;
રંગ જંગના ઢંગ શું સ્હમજે ?
મહારથી અતિરથી જયહાં હાર્યારે—શ્યામ૦

---

## ૭૭ (બ)

# ભોજનલીલા.

### હીંચ--( રાગ ઉપરનો )

પછી ખાન પાન ને આરામ લીધારે, ભક્તવૃંદને કૃપાપ્રસાદ દીધારે-ટેક.
વળતી શુદ્ધ જળથી સ્નાન સર્વે કરી, ગયા પદ્મમંદિર મોઝાર;
  કાન્તને ગંધ પુષ્પ આદિથી શણગારિયા,
    સામ-સામાં કંદર્પબાણ ચાલ્યાંરે—પછી૦
તે પછી શ્રીને શણગારિયાં, સખીઓ અરસ-પરસ કરે શૃંગાર;
  પછી ચાલ્યાં ફળ-ફુલના બાગમાં,
    વ્હાલે સખીઓનાં કાળજાં દાર્યાંરે—પછી૦
અનેક ફળ-ફુલ લાલે આરોગિયાં, મધુમંગળ, સુબળની સાથ;
  શ્રી મિઠાઇ અનેક લાવ્યાં હતાં.
    લાલે આનંદમાં આરોગ્યાંરે—પછી૦
શ્રી સખીઓને, મંજરી પ્રસાદ પીરસે, લાલા શયનગૃહમાં જાય;
  મુખવાસ ઉત્તમ દ્રવ્યનો કરી.
    પછી શય્યામાં લાલજી સુવાડયારે—પછી૦
શ્રી સખીઓ વ્યજનાદિ સેવા કરે, શ્રીએ પણ લીધો આરામ;
  સખીઓ નિજ નિજ સ્થાને ગઇ,
    રંગે થાકો જનમના કાઢયારે—પછી૦

---

## ૭૮

# શુક-સારી સ્તુતિ.

### લાવણી.

( અનુભવીને એટલું આનંદમાં રહેવું રે—એ રાહ. )
ઘડી પછી જાગીને, ત્યાગી સેજ જાગ્યાંરે:
સખીઓ સહુ ટોળે મળી, શુક-સારી લાવ્યાંરે—ઘડી૦

સ્તુતિ બન્નેની બેઉ કરે, સર્વેને ફાવ્યાંરે;
રાધાષ્ટક કૃષ્ણાષ્ટક સ્તોત્રો, સારી-શુક ગાયાંરે—ઘડી૦
પ્રિયા હસ્તકમળ શુક લીધો, સારી પ્રિય સાહ્યાંરે;
અરસપરસ સ્તુતિગાયનો, બેઉને શિખવાડ્યાંરે—ઘડી૦
સ્થાન બદલી કરી ફરીને બેઠાં, વળી કીર્તન ચાલ્યાંરે;
દૈવી અનુપમ કવિગીતોથી, સર્વે ત્યાં મોહ્યાંરે—ઘડી૦
વૃન્દા લાવી દાડિમ દ્રાક્ષો, પંખીને જમાડ્યાંરે;
એ શુક-સારી નહિ શ્રુતિગીતો, રંગાને ભાવ્યાંરે—ઘડી૦

---

૭૮

## પાસાખેલ.

### ધોળ.

( સુરતા લાગીરે તેની ભ્રમણાઓ ભાગી જેની—એ રાહ. )

રમતો જામીરે પાસાબાજી મંડાણી,
ત્યાં તો રમતોરે જામી—ટેક.
'સુદેવીસુખદ' નામે, હરિત્કુંજે જઈ; (૨)
ચુંબન આલિંગન આપી, હોડયો મુકાઈ—ત્યાંતો૦
રાધા ને *કૃષ્ણ પાસા, કાન્હા ને પીળા; (૨)
ઉપવસ્ત્રોમાં જે =મર્મો, દેખો પાસામાં—ત્યાંતો૦
જીતો ને હાર બન્ને, સરખીરે ચાલી; (૨)
બ્રહ્મનાં સ્વરૂપ બેઉ ત્યાં, હાર-જીત કેવી ?—ત્યાંતો૦
બંસીધર બંસી હાર્યા, તેથી છૂપાવી; (૨)
લલિતાએ ખેંચી લીધી, કરી બળજોરી—ત્યાંતો૦

---

* કાળા. = અરસપરસનું સતત ધ્યાન રહેવા કાળા રંગનું વસ્ત્ર રાધાજી પહેરતાં અને પીળા રંગનું શ્રીકૃષ્ણ પહેરતા.

સખીઓ કહે " બંસી-લાલા પ્રાણુથી પ્યારી; (૨)
એકજ સ્ત્રી પણ સંભાળી, ન શકયા શાબાશ !"—ત્યાંતો૦
ત્રીજી રમતોમાં દાવો, જીત્યાનો બેઉનો; (૨)
પંચે ઠરાવ કીધો, " થાય બીજી બાજી "—ત્યાંતો૦
દેહાર્પણ હોડય કીધી, આ છેલ્લા દાવમાં; (૨)
હાર-જીત માટે પાછી, તકરારો ચાલી—ત્યાંતો૦
દાવા નોંધાયા બેઉના, નટવર ન્યાયાધીશીમાં; (૨)
લાલ કહે-' દેહાર્પણ, કરવા તૈયારી મારી—ત્યાંતો૦
નારાયણ નાયક ધસીયા, ×માયાવામાની સામે; (૨)
નાયિકાના ભાવ દેખી, સખીઓ હરખાઇ—ત્યાંતો૦
જટિલાને ચાડી પ્હોંચી, આવ્યાની ખબરો લાગી; (૨)
રંગ પડયો ભંગ રંગા ! હવે જૂઓ રંગ—ત્યાંતો૦

---

## ૮૦

## (૫) અપરાહ્ન લીલા.

### સૂર્યપૂજન.

( વ્હાલો મારો સાચાનો સંગાથીરે જેણે પ્રીત કીધી—એ રાહ. )

વૃન્દાએ ડોસી આવ્યા પહેલાંરે, પલટી ત્યાંની બાજી.
માતાજી ધાયાં ધરણી રહી જેમ ગાજી; (૨)
ભોંડાં પડીયાં ત્યાં માજીરે—પલટી૦
દેખ્યાં એણે સૂરજમંદિરીએ રાધાજી; (૨)
ત્યાં ન મળે નટ કૃષ્ણાજીરે—પલટી૦
ડોસી કહે-' કુંદલતા ! કયમ વાર થઇ ઝાઝી ? (૨)
* " બટુ નથી મળતો ઓ, માજીરે—પલટી૦

---

× માયારૂપી રાધાજી. * કુંદલતા કહે છે.

બ્રાહ્મણુબટુ વ્રજમાં ગયા, નહિ કોઇ બાકી; (૨)
તેથી બગડી છે બાજીરે—પલટી૦
આવ્યો બટુ એક મથુરાંથી સહેજે અહિં," (૨)
(જટિલા) કહે, બોલાવો કરી રાજીરે—પલટી૦
કહે બટુ—"આ કોણુ પૂજા કરનારી ?" (૨)
(જટિલા) "વધુ મારી એ રાધાજીરે."—પલટી૦
(કૃષ્ણુ)—"રાધા તે પેલી મહાસતી કહેવાતી ? (૨)
જેની કીર્તિ રહી છે ગાજીરે ?—પલટી૦
કરો મ્હારી વરણી પુરોહિત પદવી આપી;" (૨)
ડોસી કહે—"હાજી ! હાજીરે."—પલટી૦
(કૃષ્ણુ)—"વધૂ ! મૂકો દર્ભ, ન અડશો હું બ્રહ્મચારી," (૨)
રાજી રાજી માતાજીરે—પલટી૦
બટુ ને મધુમંગળ સૂર્યપૂજન કરાવે, (૨)
રંગ હૃદયે લીલા તાજીરે—પલટી૦

---

૮૧

## સૂર્યપૂજા.

### (લાવણી.)

'બટુ નામ તમારૂં કહેશો' ? બોલ્યાં માજી;
'મુજ નામ વિશ્વશર્મા,' કહે થઇને રાજી. ૧
પૂજા વિધિસર મધુમંગળ સાથ કરાવી;
દ્વિઅર્થી મંત્રો શું સમજે બિચારી ? ૨
જટિલા કહે—'લ્યોજી પ્રસાદ બટુ ! હું લાવી;'
બે વીંટી દક્ષિણામાં મૂકી બતલાવી." ૩

" નૈષ્ઠિક વૈષ્ણવ બ્રાહ્મણ વૃત્તિ શુચિ મ્હારી;
બીજા દેવોના પ્રસાદની આચારી " ૪
દક્ષિણા અને ભોજન પરજાત ન ચાલે,
અમે ગર્ગશિષ્ય તેથી પ્રીતિ તમ સાથે. " ૫

મધુમંગળ કહે-" બટુ શિષ્ય ગર્ગઋષિ શૂરા,
જ્યોતિર્વિદ્યા ને સામુદ્રિકમાં પૂરા. " ૬
માજી કહે-" હાથ વધૂનો " જોઇ કહેશો ?
(કૃષ્ણ) કહે-" જોઉં દૂરથી રેખા સ્પર્શ ન કરશો " ૭
બટુ ચમકી બોલ્યા-" આ રેખા લક્ષ્મીની !
બાઇ ! ભાગ્ય તમારાં અજબ ! ઘેર લક્ષ્મીજી ! " ૮

પૂછ્યું પતિકેરૂં નામ બટુ મહારાયે,
સુણી કરી ગણિત કહે-" વિઘ્ન ઘણાં દેખાયે. ૯
સુતઆયુઃસ્થાને રાહુ કેતુ બે નડીયા,
વધુ ઉંચા ગ્રહથી બંને નીચે પડીયા. ૧૦
નિત્ય સૂરજ પૂજાથી વિઘ્નો સહુ ખસશે,
સુત ને વધૂ બન્ને અખંડ સુખ ભોગવશે. " ૧૧

જટિલા થઇ રાજી વધૂકર વીંટી કાઢી,
કહે-" કૃપા કરી લ્યો બટુ ! પ્રાર્થના મારી. " ૧૨
મધુમંગળ કહે-" સ્વીકારો વીંટી વ્હાલા,
નહિ તે વિણ પૂજા પૂરી થાયે લાલા ! " ૧૩
પોતે માગી દક્ષિણા સ્વસ્તિવાચનની,
છેડે બાંધી ત્રણ વીંટી મણિ કાંચનની. ૧૪
' વળી પ્રસાદ લાવો માજી ! લઉંછું માગી, '
લઇ ખૂબ, ગાંઠડી સાથે લીધી બાંધી. ૧૫
લઇ બ્રહ્મઆશિષો, પ્રણામ દંડવત્ કીધા,
સહ વધૂ ડોશીમા, ચાલ્યાં ઘરપર સીધાં. ૧૬

તે સમય સર્વનાં વદન, ખાસ શ્રીજીનું;
દર્શન કરવાને રંગ હૃદય કર બીનું. ૧૭
હરકોઇ નિમિષથી સ્તંભી પાછળ જોતાં,
પ્રિયવદન દેખતાં લગી, *પ્રિયાજી પનોતાં. ૧૮
ઘર જઇ સ્નાન કરી, સૂરજપ્રસાદ લીધો;
હેતેથી સખીઓને, શ્રીજીએ દીધો. ૧૯
પછી સહજ લઇ આરામ, કરી તઇયારી;
મિષ્ટાન્ન વસ્તુઓ કરી, હતી પ્રિય(ને) પ્યારી. ૨૦
એકાંતે જઇને, ગંધ પુષ્પની માળા;
મુખવાસ આદિના, થાળ ભર્યા રૂપાળા. ૨૧
આ પુરૂષપ્રકૃતિખેલ, બરાબર સમજો;
નહિ તો રંગો કહે, "ભૂતો પેઠે ભમજો." ૨૨

---

૮૨

## વ્રજ તરફ ગમન.

( પિયુને તજાવનાર વેરી અલંકાર—એ રાહ. )

સુબળ તથા મધુમંગળ સાથે, ચાલ્યા ચતુરસુજાણ; (૨)
ઢોરોના ધણમાં જઇ પહોંચ્યા, થઇ સખાને જાણ. ૧
ગ્વાલબાળકો દોડી પહોંચ્યા, પાસે નંદકુમાર: (૨)
વ્હેલો તે પહેલો જઈ ભેટે, આનંદ અપાર. ૨
"લાલા! નહિ છૂટા પડો, અમથી પળવાર: (૨)
તમ વિણ અમ સર્વેનાં ગાત્રો, ટાઢાં પડી જાય. ૩
થઇ ભેગા ગમ્મત કરીએ, આ સ્થળમાં આવાર:"
થઇ મંડળી સભા ભરાઇ, ગમ્મત અપરંપાર. ૪

---

* રાધાજી.

ગાન–તાન વાતો ચાતુરી, અનેક રીતે થાય; (૨)
સરખે સરખા સઘળી રીતે, ગાંજ્યા કોઇ ન જાય. ૫
[૧]આલાપો–[૨]અનુલાપો, [૩]પ્રલાપ, [૪]વિપ્રલાપ, [૫]સાલાપ; (૨)
[૬]સુપ્રલાપ–ને [૭]વિલાપ, [૮]અપલાપો આદિના [૯]લાપ. ૬
કોઇ બોલે [૧૦]ગ્રસ્ત વાકયો, કોઇ બોલે ગુપ્ત; (૨)
કોઈ બોલે [૧૧]નિરસ્ત વાકયો, કોઇ બોલે [૧૨]અવસ્ત. ૭
કોઇ બોલે સંગત વાકયો, કોઇ વિસંગત; (૨)
સ્તુતિ–નિંદા, પ્રિય–અપ્રિય વાકયો, અનેક થઇ ગમ્મત. ૮
અલંકાર રસ છૂટયા, બાળક મુખના દ્વાર; [૨)
સમસ્યા પાદપૂર્તિ ને, ચિત્રકાવ્યો સાર. ૯
રામ–કૃષ્ણ હર્ષ પામે, વર્ણન કેમ કરાય ? (૨)
પ્રાકૃત રંગાને અપ્રાકૃત, ઝાંખી કયારે થાય ? ૧૦

---

૮૩

## મધુમંગળની ગાંઠડી ઉડી.

### ( ગઝલ )—તાલ દાદરો.

દીઠી છૂપાવતાં બટુને એક ગાંઠડી;
"મતા તમોને" રામ પૂછે, "કયાં થકી જડી ?" ૧
જવાબ દે ઉડાઉ, વ્હેમ સર્વને પડયો;
ઉડાવવા તણોજ ઘાટ, બેશ ત્યાં ઘડયો. ૨

---

૧ વિવિધ પ્રકારનાં વાકયો. ૨ ફરી તેનું તે બોલવું તે. ૩ અર્થ વગરનાં વાકયો. ૪ વિરોધઉક્તિ. ૫ સામસામા વાદ. ૬ સુવાકયો. ૭ શોક વાકયો. ૮ ગુપ્ત વચન. ૯ વાદો. ૧૦ લુપ્ત વર્ણપદ. ૧૧ શીઘ્રોક્તિ અથવા પરાભવ વાકય. ૧૨ નિરર્થક.

કરી ધીસાદ એક સખાએ, તડાતડી;
બીજાએ જઇ પાછળે, ઉડાવી ગાંડડી. ૩
ઉડાવે કોઇ વેણુને, ઉડાવે લાકડી;
ઉડાવે ચીજ અન્ય, વળી કોઇ પાઘડી. ૪
લુટાયો મધુમંગળ બટુ, શોક બેશુમાર;
દઇ અનેક ગાળ કરે, કલેશ પારાવાર. ૫
થયાં વળી કંઇ દ્વંદ્વયુદ્ધ, જંગના *બહાર;
પધારી કાનજી પસારી, શાન્તિ તે વાર. ૬
પ્રસાદ મળ્યો સર્વને, થઇ ઉજાણી બેશ;
શ્રીભેટમાંથી લાલ દે, સખા પ્રસાદી શેષ. ૭
ખુશી-ખુશાલીમાં થઇ, સભા બધી ખલાસ;
દરેક મિત્ર ભેટિયા હરિ,(ને) રંગ બાકી ખાસ. ૮

---

## ૮૪

# શ્રીકૃષ્ણનું ઘરપ્રતિ ગમન.

## લાવણી.

( એસા દેશ હમારા સાધુ ! એસા દેશ હમારા હે—એ રાહ. )

ચાલ્યા લાલ હમારા પ્યારા, ચાલ્યા લાલ હમારાજી;
સકળ સખાગણ સાથે લાલા, ગૌધણ હાકનારાજી. ૧
વન, તરૂ, પલ્લવ, વિટપ આદિ સહુ, ભાન હર્ષમાં ભૂલ્યાંજી;
પશુ, પંખી, સ્વર, ગીત, નૃત્યથી, આનંદસાગર ડૂબ્યાંજી. ૨
ગૌવત્સો નવ ખસે ત્યાંયથી, લાડ કરે નંદલાલાજી;
રસશેખર કરી વ્હાલ કહે કે—" વ્રજ ચાલો ઓ માતાજી ! " ૩

---

* ભડાકા.

વિવિધ પ્રકારે યૂથ ગોઠવ્યાં, વેણુસ્વરની દ્વારાજી;
ગૌર-સ્યામતી હારો જાણે, ગંગા-જમુના ધારાજી. ૪

કહે સખાને " ચાલો જલદી માત વિરહ બહુ સાલેજી;
રમત-ગમત કરીશું ખુબ યારો, આનંદે સહુ મ્હાલેજી." ૫

રમત-ગમત ને ગાયન કરતા, આવ્યા વ્રજના ધામેજી;
નંદ-યશોદા વિરહ દુ:ખથી, ઝાંપે આવ્યાં સામેજી. ૬
દર્શન માટે ગચ્ચીપર, નર-નારી વાટ નિરખતાંજી;
વદનકમળ દર્શન કરવાની, શ્રીની શી આતુરતાજી ?! ૭

સઘળી વાતો બંસીદ્વારા, શ્રીજીને સમજાવીજી;
કટાક્ષબાણો સામાસામી, ફેંકે લાગ તકાવીજી. ૮
કટક ચક્રવર્ત્તીનું જાણે, આવે લઇને લાલાજી;
વર્ણન કરવું અશક્ય લાગે, પંડિતને પણ વ્હાલાજી ! ૯

ધૂલિધૂસર કેશવદન, વળી સ્વેદબિંદુ મુક્તાફળજી;
દૂર્વાંકુર લાગ્યાં પદ કમળે, શ્રી સંતાપિત પળપળજી. ૧૦
માતા દેખી ઠાઠ લાલના, દુ:ખ અતિશય લાગ્યુંજી;
" કદી મોકલું નહિ લાલાને, અથવા ગાયો કાઢુંજી. ૧૧

ગાયો પૂંઠે દોડી દોડી, થાકયો મારો વ્હાલોજી;
બાળક કરમાયું મારૂં " કહે, સખા " નહિ એ કાલોજી. ૧૨
બેસી રહે છે રાજા માફક, વશ વેણુ ગઉ સઘળીજી;
દોડાદોડ અમે કરીએ વળી, સેવા પણ સાથે મળીજી. ૧૩

*સુબળ આવીને લઇ ચાલે, લાલાને કોઇપણ સ્થાનેજી;
આવે મોડા કુંવર તમારા, લીલા શું સમજાયેજી ? ૧૪

સાથે રહીને પણ નવ સમજ્યા, લીલા અનુપમ લાલાજી;
તમે બીચારાં શું સમજો, મા કામ કરે થઇ કાલાજી ?" ૧૫

---

* રાધાજી સુબળનો વેષ લઇને ઘણીવાર મળે છે.

માતા હરખાઇને નિરખે, મુખડાં બેઉ બન્ધુનાંજી;
રંગ દેખી માતાસુત પ્રીતિ, ઉછળે અમૃતસિંધુજી. ૧૬

---

૮૫

# વ્રજમાં માતપિતા વિગેરેનું મિલન.

( બિહાગ. )

પુત્ર વિરહ સંતાપથી, દુઃખીયાં મા ને તાત;
આંટા મારે આમ તેમ, શાન્તિ નહિ કોઇ વાત—પુત્ર૦
લાલા વ્રજમાં આવીયા, ભેટયાં માત–પિતાય;
માત રોહિણી હેત કરીને, ભેટયાં શ્રી જદુરાય—પુત્ર૦
મુખ, શિર, પદ રજ લૂછતી, ચુંબે બેઉ કુમાર;
સ્તનદુધ નયનો જળવડે, નવરાવ્યા સુકુમાર—પુત્ર૦
ગૌ દો'વાનો સમય થવાનો, તેની તજવીજ કાજ;
લાલા માંડયા ચાલવા, તાત કહે, " નહિ જાવ—પુત્ર૦
થાકયા હાર્યા હૈયાહાગ, વિશ્રાન્તિ લ્યો બાપ!
સ્નાન વિગેરે કરો લાલજી! લ્યો માતાનાં લાડ."—પુત્ર૦
આંગળી(એ) વળગ્યા લાલ(ની) સખાઓ, "ચાલો" કહેછે માત;
માત-પિતા તેઓનાં બોલ્યાં, 'ચાલો ઘેર કુમાર!'—પુત્ર૦
સખા કહે, "છૂટા કયમ પડીએ, લાલાથી પળવાર?"
માત–પિતા, તોપણ લઇ ચાલ્યાં, નિજ બાળો કરી પ્યાર—પુત્ર૦
મધુમંગળ ને રામ–કૃષ્ણને, લાવ્યા ઘરની માંય;
આનંદ આનંદ વર્ષે ચૌદશ, રંગો પણ હરખાય—પુત્ર૦

---

૮૬

# (૬) સાયં લીલા.

## લઘુભોજન તથા ગોલોકની લીલા.

### ( કાન્હરો )-ત્રિતાલ.

અહો, અનુપમ સંધ્યાલીલા !
રામ-કૃષ્ણ બન્નેને માતા, સ્નાન કરાવે લીલા !--અહો૦
નોકર સર્વે હાજર થઇને, *અભ્યંગથી આરંભ્યું:
ઉન્મર્દન ×પયમર્દન આદિ, સાધન સઘળાં કીધાં--અહો૦
÷ઉદ્વર્તનપર વસ્ત્રાભૂષણ, ગંધ, તિલક ફુલમાલા;
ધારીને પછી કેશ સમારી, જાણે અનંગપ્રતિમા--અહો૦
રોહિણી માત રસોઇપર નિમી, સખી મોકલી શ્રીની પાસે;
" જા તું ધનિષ્ઠા ! સુત હિત કાજે, ભોજન લઇ આવી જા--અહો૦
વડાં અને લાડુ બહુ ભાવે, લાલાને તું જાણે ચતુરા; "
સખી પહોંચી શ્રીજીની પાસે, કહે શ્રી, ' આ સહુ લઇ જા '—અહો૦
ભાત-ભાતની વાની મૂકી, શ્રીજીમાં તે શી રહે ખામી ?
કસ્તુરી, તુલસી સખીને કહે, ' લઇ જાઓ બંન્ની આ વાની '--અહો૦
તે જ સ્થળે સખી માલતી આવી, વૃન્દાનો સંદેશો કહેવા;
સ્થળ સંકેતતણું સમજાવ્યું, ઉર ઉછળ્યાં શ્રીજીનાં—અહો૦
સખામંડળી સાથ બિરાજી, રમત-ગમતમાં ભોજન લીધાં;
ભુક્તપ્રસાદ શ્રીજીને દીધો, સખીસહ શ્રીજી જમીયાં—અહો૦
લાલ ગયા જમુના જલક્રીડા, સખા સહિત કરવાને;
શ્રી પણ તક સાધીને ચાલ્યાં, પહોંચ્યાં ઘાટે બીજા--અહો૦
સખા સાથ ડુબકીદા રમતાં, નિકળ્યા શ્રીને ઘાટે;
આલિંગન દઇ પાછા આવ્યા, લીધાં ભોજન શ્રીનાં--અહો૦

---

* અભ્યંગસ્નાન. તેલનું મર્દન-માલીસ. × દૂધનું મર્દન.
÷ શરીર માર્જન.

ગોદોહન લીલા હરિ કેરી, દર્શન કરવા શ્રી ઉત્કંઠા;
અદ્‌ભૂત એ ક્રીડાનું વર્ણન, કરવાની શક્તિ ક્યાં ?--અહો૦
શું લાલન-પાલન લાલાનું ! ગાય, વાછડાં, સાંઢા સર્વે;
ઘેલાં ગાંડાં, સાંઢ કુસ્તીઓ, દેવ કરે વૃષ્ટિ ત્યાં--અહો૦
ખૂબ ધાવીને વત્સ ધરાયાં, નોકર પ્રભુ દર્શન વ્યાકુળચિત્ત;
ભાન ભૂલી ભૂલો કરતા સહુ, રંગલાલની લીલા !—અહો૦

---

૮૭

## શ્રીકૃષ્ણની ભોજનલીલા.

### પીલુ—ત્રિતાલ.

( આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી--એ રાહ. )

સર્વ વ્યવસ્થા પશુઓની કરી, નંદરાય ઘર આવ્યાજી;
સાથે વ્હાલો લાલો, વ્હાલા સખા સંગમાં લાવ્યાજી. ૧
બ્રાહ્મણદ્વારા વિષ્ણુપૂજન, ભોગ આરતિ દીધાંજી;
સગાં સંબંધી મિત્રો સાથે, પ્રસાદ બેસી લીધાજી. ૨
આમન્યા વડિલોની તેથી, બાળક ડાહ્યા ડમરાજી;
સ્વતંત્ર નહિ તોપણ વર્ષી રહી, આનંદ-આનંદ ધારાજી. ૩
જમી ઉઠીને તાંબુલ લીધાં, વિશ્રાન્તિ સઘળા લેજી;
પિતાગોદમાં બેસી લાલા, આનંદ સૌને આપેજી. ૪
માત જસોદા કહે-" કસ્તુરી ! જમવા બેસી જાનેજી; "
કહે ધનિષ્ઠા-" રાધાવિણ ભોજન નહિ લે કાઇ વાતેજી." ૫
*પારસ આપી રાધા સાથે, જમવાનું મા કહેતાંજી;
રંગ ! યુક્તિ કરી લાલ પ્રસાદી, સાથ વિશાખા દેતાંજી. ૬

---

* લઇ જવા માટે ભોજન આપે તે.

૮૮

## રાધાજીની ભોજનલીલા.

### રાગ—સદર.

જટિલા કહે, "ઓ, શ્યાણી વિશાખા! વધૂને જમવા લાવોજી;
ગૌશાળામાં છે અભિમન્યુ, ત્યાં વધૂને બોલાવોજી" ૧
કહે વિશાખા, "થાકી, હારી સખી તો અહિંયાં જમશેજી;"
જટિલાએ દીધેલું ભોજન લઇ આવી શ્રીપાસેજી. ૨
સખીઓ સહ પ્રિય કેરી પ્રસાદી, આરોગ્યાં શ્રીરાધેજી;
મંજરીઓ પીરસે પ્રીતથી, પ્રિય વસ્તુ જેને જે જી. ૩
હંસ મૃણાલ પ્રસાદી હંસી, જેમ સુખે આરોગેજી;
હરિણી કિસલય, ભ્રમરી મધુરસ, સુધા ચકોરી પેઠેજી. ૪
મંજરી આદિ સર્વ મંડળી, પ્રસાદ પાછળ લીધોજી;
લઇને પ્રસાદી કેરૂં તાંબુલ, હરિરસ સર્વે પીધોજી. ૫
શયન મંદિરે ચાલ્યાં શ્રીજી, વિરહ પીડમાં ટહેલેજી;
સામગ્રી અભિસાર તણી, કરી રંગ! નિમિષ શ્રી લેટજી. ૬

---

૮૯

## શ્રીકૃષ્ણ પિતાની ગોદમાં.

### (ધન્યાશ્રી)—ત્રિતાલ.

લીધા ગોદે લાલ, પ્યારા પિતાએ લીધા ગોદે લાલ;
જમી ઉઠી સહુ ખંડ બીજામાં (૨) ચાલ્યા કરતા વ્હાલ—પ્યારા૦
તાંબુલ આદિ મુખશુદ્ધિના, ઉપચારો તૈયાર—પ્યારા૦
લઇ લાલાને ખોળે હેતે, (૨) લાડ કરે નંદરાય—પ્યારા૦
સર્વ સગાં સંબંધી નિરખે, (૨) કમલવદન સુકુમાર—પ્યારા૦

ગૌચારણુ આદિ વાતોથી, (૨) રિઝવે છે જદુરાય—પ્યારા૦
માતા હેરે બારીમાંથી (૨) પ્રિય મુખ તૃપ્તિ ન થાય—પ્યારા૦
નિમિષ વિના નિરખી પ્રિય મુખને,(૨) હર્ષ ન હૃદયે માય—પ્યારા૦
બહાર સભા જંગી ભેગી થઇ, રંગ હવે ત્યાં જાય—પ્યારા૦

---

૯૦

## સભામાં ગમન.

### ધોળ.

( અઢળક ઢળિયોરે વ્હાલો મારો મુષ્ટિ તાંદુળ માટે—એ રાહ. )

વ્રજજન મળિયાંરે, નંદઘેર પ્રિયદર્શનની કાજે;
મહાજન આવ્યારે, હર્ષ ધ્વનિ મુખ ગાજે—વ્રજજન૦
સભા ભરાઇ મોટી જાણી, આવ્યા સર્વે બહાર;
ગુણી લોકો આવ્યા સર્વે ત્યાં, લેવા દર્શન *અહાર—વ્રજજન૦
ગાયક, બંદી, નર્તક, માગધ, સૂત, વેદિયા સાર;
ભાંડ, ભવૈયા, કવિ, નટ આદિ, આવ્યા થઇ તૈયાર—વ્રજજન૦
ગૌરવ માન સહિત સર્વેનાં, સન્માનો ત્યાં થાય;
લાલ નથી આવ્યા જાણીને, નંદરાય ગભરાય—વ્રજજન૦
દર્શનઆતુરતા સર્વેની, ત્યાં પહોંચ્યા જદુરાય;
હર્ષનાદથી ત્રિલોક ગાજ્યું, પુષ્પવૃષ્ટિ (થઇ) આકાશ—વ્રજજન૦
વડિલો તાત બધાને કીધા, પ્રણામ ગોકુલરાય;
સરખાને સ્મિતહાસ્ય, અન્યને કૃપાદષ્ટિ દેખાય—વ્રજજન૦
ગીત, વાદ્ય ને હાસ્ય તથા, નૃત્યોના રંગો થાય;
ઇનામ બક્ષિસ પુષ્કળ દીધાં, નહિ તેની પરવાય—વ્રજજન૦

---

* આનંદ.

કહે, " અમારે દર્શન કરવાં, પ્રિયલાલાનાં રાય !
સાર્થક જન્મ્યાનુંજ અમારૂં, દર્શનથી પરખાય."—વ્રજજન૦
અશ્રુપુલકભાવો આદિમાં, સર્વે ડૂબી જાય;
તૃપ્તિ થાય નહિ કોઇ જનને, સ્તબ્ધ સકળ થઇ જાય—વ્રજજન૦
આનંદહેલી ચાલી રહી ત્યાં, માતા વ્યાકુળ થાય;
સુતદર્શનની આતુરતામાં, ક્ષણયુગ જેમ કળાય—વ્રજજન૦
લઇ સંદેશ માતનો આવ્યો, નોકર કહે, " ઓ, રાય !
લાલાજીને બોલાવે છે, હાલ યશોદા માય "—વ્રજજન૦
સભા થઇ બરખાસ્ત ગયાં, સહુ, ચિત્તમાં જગદાધાર;
માતા લાડ કરે પ્રિય શિશુને, તૃપ્તિ નહિ લગાર—વ્રજજન૦
દૂધ કઢેલું પાઇ ચુંમી લઇ, હ્રદયે રાખી શ્યામ;
કહે, " શ્રમ લીધો ઝાઝો લાલા ! હવે લીઓ આરામ."—વ્રજજન૦
મધુમંગળ ને રામ-કૃષ્ણને, પોઢાડયા નિજ સ્થાન;
નોકર આજ્ઞા કીધી, "રાખો ભાળ=કોડીલા કાન"(ની)—વ્રજજન૦
ગયાં માત, લાલાજીને તે, ઉંઘની કયાંથી આશ ?
જાગીને જગવો બ્રહ્માંડો, રંગની છેદો (ભવ)પાશ—વ્રજજન૦

---

૯૨

## (૯) પ્રદોષલીલા.

### અભિસાર માટેની કસરત.

### ( કવ્વાલી. )

કરે લીલા પ્રિયા-પ્રિયતમ, *માનુષી, =કાર્યને લઇને;
લોકવત્ તોય લોકોત્તર, સમજવી ધ્યાન બહુ દઇને. ૧

---

= સંભાળ.

* પ્રાકૃત-મનુષ્ય જેવી. = હેતુથી.

પંચપ્રાકૃત મહાભૂતો તણી, કાયા નહિ સમજો;
માનુષીભાવ જો આવે, સ્પર્શ લીલા નહિ કરજો. ૨
પ્રિયા ને કાન્ત બેઉની, અતિ સુકુમાર છે કાયા:
મતિ-ગતિ બાર રતિ ચાલે, નહિ લવલેશ ભ્રમ છાયા. ૩
જૂઇ, જાઇ, ગુલાબોની, પાંખડીની કરો શય્યા;
પ્રિયાની દેહને ખૂંચે, દમે નહિ પુષ્પ પણ કાયા. ૪
દેહ આવો છતાં કોમળ, કસે છે કાય શ્રીરાધે;
કાન્ત અભિસારને કાજે, ભક્તિ જેથી બધે વાધે. ૫
ઋતુઓ સર્વની શ્રીજી, તિતિક્ષાના કરે પાઠો:
ટાઢ, તડકો અને વર્ષા, ઉઠાવે કષ્ટિના ઠાઠો. ૬
પાથરી કંટકો ઉપર, ઓઢી ને પાતળી ચાદર;
કરે અભ્યાસ ચલ્યાનો, ભીષ્મની બાણુશય્યાપર. ૭
કરે ભકતો ભલે ભક્તિ, વગાડી જોરથી ડંકા;
ભક્તિ ભગવાનની સાચી, એક શ્રી રાધાજીની રંગા ! ૮

---

૯૨

## પ્રીતની રીત વિપરીત હોવા બદલ.

### કાફી-તાલ-ગઝલ.

( આજ કહાં મરગયે ઘડિયાલકે બજાને વાલે ?—એ રાહ. )

પ્રીતિ રીતિ દિવ્યની, મતિ સૂક્ષ્મ શું લહે બિચારી !
શૃંગારમાં જૂઓજી, કામ પ્રેમ ખૂબ ધારી:
વિરહજ્વરશાન્તિમાં, શીતલ ઉપાયો લ્યો ભારી—પ્રીતિ૦
ખૂબી જૂઓજ દૈવી, રીત છે વિપરીત ન્યારી:
શીતલ ઉપચારથી, શ્રીજ્વર વધ્યો ત્યાં બુદ્ધિ હારી—પ્રીતિ૦

રસોઇ લાલ કાજે, શ્રીએ કીધી જ્યાં તયારી;
અપૂર્વ જાદુ બન્યું, તાપ બન્યો તાવહારી—પ્રીતિ૦
વિહારી પ્રેમસેવા, તાપ ત્રિવિધને વિદારી;
અપાવે ઇષ્ટ વસ્તુ, રંગ જાય વારી–વારી—પ્રીતિ૦

---

૯૩

## અભિસાર.

### ધોળ.

( હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને—એ રાહ. )

શિવ–જીવ ઉંધ્યા સ્થૂળ સ્વરૂપે, ઉંધ્યો તે શું હોય જોને?
ઇશ્વર–માયા, પુરુષ–પ્રકૃતિ, તેને ઉંઘ્યો ન્હોય જોને. ૧
સાધન સજી અભિસાર તણાં શ્રી, નિકળ્યાં જમુનાતીર જોને;
શુકલ–કૃષ્ણપક્ષોમાં ધારે, શ્વેત–કૃષ્ણ શ્રી ચીર જોને. ૨
આડે રસ્તે વૃક્ષ છાંયમાં, ચાલે નહિ જ્યાં ભાસ જોને;
પ્હોંચ્યાં પ્રિય સખીઓની સાથે, નિર્મિત કુંજના પાસ જોને. ૩
જમુનાતટવનશોભાવર્ણન, પામરથી શું થાય જોને?
ચાદ લોકની શોભા છે જ્યાં, તેને શું કહેવાય જોને? ૪
ઋષિ, મુનિ, દેવો ને દેવીઓ, વસતાં જડ–ચર રૂપ જોને;
રંગ–રંગનાં વૃક્ષ, લતા, ફળ, સ્થલો દીપ્યાં ખૂબ જોને ૫
પશુ, પક્ષી, સ્થળ–જળચર સર્વે, આનંદ મંગળ ગાય જોને;
નાચે–કૂદે ભાવ બતાવે, હૈડે હરખ ન માય જોને. ૬
કુંજ નજીક ઉપવન, વન, બાગો, અગણિત છે તૈયાર જોને;
ચંપકવર્ણી કુંજ(નાં) વર્ણનો, શ્રીથી પણ ના થાય જોને. ૭
શ્રીજીના સંકલ્પ–વિકલ્પો, કાન્ત સંબંધી થાય જોને;
વિરહ જવાળાથી જળતાં શ્રીજી, સખીઓ કરતી સાહ્ય જોને. ૮

તમાલતરૂમાં કાન્તભ્રાન્તિ થઇ, કનકલતા પીતાંબર જોને;
મધ્યે જ્યોત્સ્ના હાસ્યરૂપમાં, આંદોલન આગમન જોને. ૯
ભીંત ઉપરનું ચિત્ર દેખીને, શ્રીભ્રમ વાધ્યો ખૂબ જોને;
મૂર્છા આવી ભાન ભૂલાયું, સખી ચેષ્ટા અનુકૂળ જોને. ૧૦
વર્ણન કરીએ કઇ ભાષામાં ? પીડ વિરહ શ્રીઅંગ જોને;
શ્રીનો જોટો કઇ દુનિયામાં, મળી શકે એ, રંગ ! જોને ? ૧૧

---

## ૯૪

### * કૃષ્ણ કે યમુના ?

તાલ—ગઝલ.

આજ મ્હારી બુદ્ધિ બિચારી, ભ્હેર મારી જાય—ટેક.

કૃષ્ણ લાગે કન્હૈયો લાગે,
લાગે આ તો નંદનો કુમાર—આજ૦
પણ ભ્રમ એ તો, દેહ નહિ આ;
કાળી કાલિંદીનો એ પ્રવાહ—આજ૦
કમલ, વદન સમ, લાગે પણ એ;
નક્કી નહિ એ તો મુખ શ્યામ—આજ૦
નીલોત્પલ એ, નયનયુગલ નહિ,
કેશ નહિ ભ્રમરોની હાર—આજ૦
" કહે સખિ !–શું સાચું ને ખોટું ?"
રંગો કહે બેઉ " સાચી વાત "—આજ૦

---

* યમુના દેખીને રાધાજીને શ્રીકૃષ્ણ માટે ભ્રાંતિ થાય છે.

૯૫

## શ્રીનો અપૂર્વ ભાવ.

### બીહાગ—ત્રિતાલ.

વિરહ અગ્નિના તાપથી, શ્રી સંતાપિત થાય;
સખી સર્વે ચિંતા કરે, કરવો શો ઉપાય ? ૧
સ્થિતિ ભયંકર દેખીને, કીધો અંત ઠરાવ;
પ્રિયતમ લાવો તાકિદે, ઉતરે શ્રીનો તાવ. ૨
ઘટ-ઘટ વ્યાપી લાલજી(ને), આણ્યા ત્યાં તત્કાળ;
બેસાર્યા શ્રી(ની) ગોદમાં, બ્રહ્માંડો ભૂપાળ. ૩
પ્રાકૃત આનંદ કાયદો, વિરહ દુઃખ સંતાપ;
સંમેલનથી શાન્ત થઇ, આનંદ થાય અમાપ. ૪
આ દૈવીદુઃખ વિરહનું, મિલન વધારે ખાસ;
કાન્ત(નું) વધે માધુર્ય જેમ, વધે પ્રેમ શ્રી(ની) પ્યાસ. ૫
બન્નેનું ઐશ્વર્ય જયાં, સરખું ત્યાં શું થાય ?
પ્રેમમધુરિમાઆવર્તનો, પારજ કેમ પમાય ? ૬
પ્રિય–પ્યારી બન્નેઉને, તૃપ્તિ નહિ લગાર;
મિલન વધારે દુઃખ એ, અક્કલની પણ બહાર. ૭
પ્રિય–પ્યારીના ભાવથી, સખીઓ સહુ હરખાય;
યુગલમિલનદર્શનની, રંગને આશા થાય. ૮

---

૯૬

## શ્રીકૃષ્ણનું કુંજ તરફ ગમન.

( હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને—એ રાહ. )

લાલાએ નોકરને કાઢયા, શયન સ્થાનથી દૂર જોને;
પાછળની બારીથી નિકળ્યા, બની જઇ આતુર જોને. ૧

આડી વાટો લીધી લાલે, છાંયામાં છૂપાય જોને;
ધરણી(એ) હૃદયે લઇ લાલાને, પહોંચાડયા તે સ્થાન જોને. ૨
*પ્યારીજીના વિરહ તાપમાં, ભૂલ્યા નિજનું ભાન જોને;
ડગલે–પગલે શ્રીજી દેખે, હૃદયે શ્રીનું ધ્યાન જોને. ૩
સખીઓ આવી પ્રેમ વધારે, પ્રિય–પ્યારી સુખ કાજ જોને;
શ્રી સન્મુખ ઉભાં પણ લાલા, દેખે નહિ નિરધાર જોને. ૪
વૃન્દા કરમાં કર મૂકે પણ, હરિને ન મળે ભાન જોને;
સખીઓ આનંદસાગર ડૂબી, મદનકેલિમસ્તાન જોને. ૫
પ્રિયપ્રીતિશંકાથી શ્રીજી, છુપાય ને વળી જાય જોને;
વામભાવ મૂકીને આવ્યાં, નાથ રંગની પાસ જોને. ૬

---

૯૭

## (૮) નિશા લીલા.

### ગાન તાન નૃત્ય આદિ ક્રીડાઓ.

### ( કવ્વાલી. )

વ્રજ પ્રેમી જઇ બેઠા, પ્રિયા માયાની સંગાથે;
મણિમયમંદિરે શોભે, શ્યામ–શ્યામા સખી સાથે. ૧
ગંધ ને પુષ્પમાળાઓ, શીતજળ આદિ વસ્તુઓ;
લાવી વૃન્દા(એ) મૂકયાં જ્યારે, યુગલ સરકાર સ્વીકારે. ૨
કાન્તને રાસ ઇચ્છા થઇ, તુરત તજવીજ સૌ બની ગઇ;
નૃત્ય વિધવિધ પ્રકારોથી, થયાં બાકી રહી નહિ કંઇ. ૩
યુગ્મ, હલ્લીશ તાંડવ, લાસ્ય, આદિ નૃત્યો તણા ઉલ્લાસ;
ગાન કેલિ રતિ પરિહાસ, રાસનો રંગ જામ્યો ખાસ. ૪

---

* રાધાજી.

પછી વનમાં પધાર્યા લાલ, મયૂરી નૃત્ય દીઠા તાલ;
સૂણી ભ્રમરી ને કોકિલ ગાન, કહે "કરીએ વને ગુલતાન." ૫
બજાવી વેણુ લાલાએ, લતા તરૂને કુશળ પૂછે;
લતા, તરૂ આદિ ઉત્તર દે, પ્રાણીઓ પ્રેમ સ્વીકારે. ૬
નૃત્ય કરતી ઊભી અટવી, હસ્ત શાખા રૂપી *હલાવી;
ભ્રમર ધ્વનિગીત આરંભી, પુષ્પથી હાસ્ય દાખવતી. ૭
ધરા નાચે બહુ ભાવે, નૃત્ય ને નૃત્ય સહુ ઠામે;
લતા, તરૂઓ બધાં નાચે, પ્રેમથી વાયુ પરતાપે. ૮
કૃષ્ણ શ્રી મેળ તે કેવો ? મેઘ ને વીજળી જેવો;
સુધારસ સંગમો વાધ્યો, કુદરતે વાકડો સાધ્યો. ૯
શ્વેતવર્ણા શશિકિરણો, ગોપીના પીતમાં ભળિયાં;
રજતમાં જેમ ભળિયું હેમ, સૂર્ય–શશિ એક ઠામે જેમ. ૧૦
વાણિ ચાતુર્યના ભાવો, બતાવે કાન્ત કાન્તાઓ;
રચાયાં કાવ્ય માર્મિકો, બધાંયે કાવ્યમાં એક્કો. ૧૧
કર્યા કાલિંદીનાં દર્શન, ધર્યું જાણે મનુજનું તન;
તરંગોરૂપ કર ઉછળે, નયન પદ્મોરૂપી ઝળકે. ૧૨
જંતુ જળ=રૂપ નાસાઓ, વમળરૂપી થયા કર્ણો;
ગંધ સેવાળના રંગે, બની શોભા બધા અંગે. ૧૩
કરી ઇચ્છા જવા સામે, તીરે ક્રીડા તણા કાજે;
કર્યું જળ છાછરૂં ગંગે, ગયા લાલા પ્રિયા સંગે. ૧૪
કરી ક્રીડા વળ્યા પાછા, જમાવી ચક્રની ક્રીડા;
રચાયો રાસનો આરંભ, જૂવે છે દૂરથી એ રંગ. ૧૫

---

* હલાવીને. = ગોતે.

૯૮

# રાસ.

## ઝીંઝોટી-તાલ દાદરો.

( દીનનો દયાળ છોડી કોને શરણુ જાઉં ?—એ રાહ. )

રાસખેલ અજબ બન્યો, વર્ણવે શું કોઇ ?
વર્ણવે શું કોઇ લાલ ! વર્ણવે શું કોઇ ?—રાસખેલ૦
શાસ્ત્ર માત્ર ખૂબ રમ્યાં, રાસખેલ માંહિ;
એક શબ્દ શું કહીએ ? બાકી નહિ કાંઇ—રાસખેલ૦
ગાનતાન, નૃત્ય-વાદ્ય, તાલના પ્રકારો;
[1]તાન, [2]મૂર્ચ્છના, [3]ગમક, [4]શ્રુતિ બધું નિહાળો—રાસખેલ૦
નૃત્ય કરે કાન્ત શ્રીજી, સંગમાં ઉમંગે;
સખી વાદ્ય તાલ દઇ, હર્ષભરે રંગે—રાસખેલ૦
ઝણુઝણાટ નુપૂરોના, તાલબંધ ચાલે;
રણુરણાટ મેખલાનો, ચૌદભુવન ફાલે—રાસખેલ૦
ભૂમિનૃત્ય, [5]વિયતનૃત્ય, નૃત્ય [6]હસ્તક નામે;
દિવ્ય ગોપી સર્વ પ્રકારો કરી બતાવે—રાસખેલ૦
અજબ શ્રીજી નૃત્ય ફક્ત પાદપાની હાલે;
અન્ય કોઇ અંગ કિંવા કુંડળો ન હાલે—રાસખેલ૦
રાસવર્ણનો મનુષ્ય, શું કરે બિચારા ?
ભલ-ભલા કવિ ને ભક્ત, કરી કરીને હાર્યા—રાસખેલ૦
વાદ્યમાં ન થાય (જે) સુર, ગોપીઓ (તે) સુણાવે;
રાગ, ગોપીદીઠનો, જૂદો-જૂદો જણાયે—રાસખેલ૦

---

૧ (૪) પ્રકારનાં. ૨ (૧) પ્રકારની. ૩ (૧૪) પ્રકારના. ૪ (૨૨) પ્રકારની. ૫ આકાશમાં. ૬ અંગ મરોડીને જાતજાતની આકૃતિઓ કરી બતાવે, જેમકે મયૂર, સર્પ વિગેરે.

શ્રમિત ગોપી(નો) સ્વેદ, કાન્ત, લૂછી વાયુ ઢોળે;
ભક્તને આધીન દીન, રંગ લેજો ખોળે—રાસખેલ૦

---

૯૯

# શ્રીકૃષ્ણે રાધાજીને ચંદ્રમાની ઉપમા આપ્યાથી રાધાજીનો રોષ.

## ગરબો.

વેણી ગુંથીને મહિં ફુલ હું તો ભૂલી—એ રાહ.

ચાંદાની ઉપમાથી રાધિકાજી રૂઠ્યાં;
રૂઠે એમાં કંઇ નવાઇ ? ઓ સાહેલડી !—ચાંદા૦ ૧
ચાંદામાં શ્યામ, મૃગલાંછનો ભર્યો;
ક્ષયનો રોગી વળી એ ચાંદ—ઓ સાહેલડી !—ચાંદા૦ ૨
ચેતના વિનાનો ચાંદ, જડ વળી દીસે;
પારકાના તેજનો પ્રકાશ—ઓ સાહેલડી !—ચાંદા૦ ૩
નિજ પ્રકાશ કે સુગંધી લેશ ના મળે;
નેત્રકમળ હીન છે ગમાર—ઓ સાહેલડી !—ચાંદા૦ ૪
દોષો ગણાવું કેટકેટલા સખી ?
પ્યારાને છે કંઈ એ ભાન ?—ઓ સાહેલડી !—ચાંદા૦ ૫
ભ્રકુટી ખેંચીને, પ્યારી રોષનાં ભર્યાં સખી;
કહે "ચાલો ખેલો સહુ રાસ"—ઓ સાહેલડી !—ચાંદા૦ ૬
રાસમાંથી ગુપ્ત નીસરી ગયાં શ્રીજી;
નજરો ચુકાવી, રંગ બાદ—ઓ સાહેલડી !—ચાંદા૦ ૭

---

૧૦૦

# રાધાજી, શ્રીકૃષ્ણના વેશમાં.

## ગરબો.

ઉંચા નીચી આંબલીયાની ડાળજો—એ રાહ.

રાધા રાણી જ્યાં નહિ ત્યાં અંધેરજો;
માયાવિણુ તે પુરૂષ બીચારો શું કરે ? ૧
પ્યારા મુંઝાઇ ફીકા પડયા, ને શોધે છે ઠામ ઠામેજો;
પ્રાણુથી પ્યારી તે રાધિકા કયાં ગયાં ? ૨
લલિતાદિ સખીઓનેરે, પૂછે મોરલિવાળાજો;
શ્રીજી વિયોગે તે વાદળાં ફરી વળ્યાં. ૩
દેતી દીલાસા સર્વે સખીઓ, "આવશે સત્વર સ્વામીજી;"
પ્યારીજી વિયોગે તે શામળા ઢળી પડયા. ૪
પહોંચ્યા લાલજી જમુનાતીરે, રાધિકાના જપે જાપરે:
શ્રીજી સંતાઇને આ નીરખી રહ્યાં. ૫
કાનાને વેશે શ્રીજી ગયાં ત્યાં, 'રાધે' કહી પુકારેજો;
બીજો તે કાનો જોઇ કાનજી છકી રહ્યા. ૬
(રાધાજી)–" મારી પ્યારી રાધા છેને, તમે તે કોણ કહો લાલારે; "
(શ્રીકૃષ્ણ)–" હું કાનો મારી રાધા રીસાઇ ગયાં." ૭
ચાલ્યા સંવાદો પ્યારી સાથે, અંતે ભેદો ભાગ્યા જો;
સાહેલી પાસે રંગમાં બંને જઇ મળ્યાં. ૮

---

## ૧૦૧
## યુગલસ્વરૂપ લલિતા સખીને પૂછે છે.
### ગરબો.

નંદકુંવર અલબેલા હો શ્યામ, તારૂં મુખડું જોવા આવીજીરે–રાહ.
"બોલો લલિતા સાહેલડી હો સાચું કોણ! કાનજી સાચા દેખોજીરે."
"*પ્રીતમ પ્યારા (૨ નીરખી નીરખીને, હું તો, ગુંચાઇ ગઇછુંજીરે–બો૦
બંનેય સાચાં (૨) કોને કહું તે જૂઠ, હું તો, ગુંચાઇ ગઇછુંજીરે–બો૦
પારખાં આપો (૨) સાચાપણાનાં. હું તો. ગુંચાઇ ગઇછુંજીરે–બો૦
એક તો રાધા (૨) બીજો જણાએ કાન, હું તો, ગુંચાઇ ગઇછુંજીરે–બો૦
પ્રીતમ પ્યારી (૨) એક સ્વરૂપ તેથી, હું તો, ગુંચાઇ ગઇછુંજીરે–બો૦
કાનજી રાધા (૨) ભજવે એ વેશ તેથી, હું તો, ગુંચાઇ ગઇછુંજીરે"–બો૦
ભેદો તો ભાગ્યા (૨) રંગના નાથજીએ, હું તો, ગુંચાઇ ગઇછુંરેજી–બો૦

---

## ૧૦૨
## રાસના આરંભમાં શ્રીકૃષ્ણજી અંતર્ધાન થવાથી રાધાજીનો વિરહ સંતાપ.
### રાગ કેદારો—ત્રિતાલ.

ભજન બીન બીરથા જનમ ગયો—ભજન—એ રાહ.
ભ્રમિત થઇ ભટકું, વનવનમાં–ભ્રમિત થઇ—ટેક૦
બાળપણામાં ભાન ગુમાવ્યું, આગ ઉઠે તનમાં—ભ્રમિત૦
પ્રાણ ગયા ક્યાં? બોલ સખીરી, ફાળ પડે મનમાં—ભ્રમિત૦
જોગણ થઇને જંગલ જંગલ, જોઉં સ્થળે સ્થળમાં—ભ્રમિત૦
પંખી પશુઓ! વૃક્ષ લતાઓ! ભાળ દીયો પળમાં—ભ્રમિત૦
જોખમ જોઇ કહે સહુ જૂઓ, રંગ રગેરગમાં—ભ્રમિત૦

---

* લલિતા કહે છે.

૧૦૩

# રાસમાં શ્રી રાધાજી અંતર્ધાન થવાથી શ્રીકૃષ્ણનો વિરહ સંતાપ.

## ગરબો.

મારા હૈયાની વાતડી પૂછશોમાં--ટેક.

" આપશો કે કોઇ આપશો કે ?
મારી આંખોની કીકલી આપશો કે ?--એ રાહ.
મારો ગુન્હો તે કોઇએ બતાવશો કે ?--મારી૦
મને ઘેલો ગાંડો શું કોઇ માનશો કે ?
બ્હાવરો ગણી શું કોઈ તરછોડશો કે ?--મારી૦
સખા સખા પંચભૂત કોઇ સૂણુશો કે ?
કોઇ આ ફકીર પરે કૃપા લાવશો કે ?--મારી૦
લીધો ભેખ પ્રિયાકાજ વ્હેમ આણુશો કે ?
દઇ શ્રીજી મારો જીવ કો બચાવશો કે ?--મારી૦
ચઉદ લોક ભમી થાકયો દયા આણુશો કે ?
દઉં જે માગો તે પ્રિયાને દેખાડશો કે ?--મારી૦
ઠઠ્ઠા મશ્કરી તે ઠેઠ શું ચલાવશો કે ?
અંતે મુજનેએ શું સહુ ગુમાવશો કે ? "--મારી૦
પુરૂષ પ્રકૃતિ શું કોઇ છુટાં પાડશો કે ?
રંગ નેત્રમાં મળ્યાં તે કોઇ માનશો કે ?--મારી૦

---

૧૦૪

## લુલીયા *જમાલીયાની રમત.

ધીમા ધીમા ચાલોને મારા પ્રાણુરે--એ રાહ.

"=આવો લુલીયા જમાલીયા એ શ્યામરે !
છબી શું વખાણું? સૃષ્ટિ બધી જોઇ રહી, બની બ્હાવરી ગઇ,
બંધુ રામરે—આવો૦

### સાખી.

"પકડાશે સખો તેહનો, નિકાલ કરશે લાલ:"
અનુમત સર્વે થઇ અને, ઠરાવ રાખ્યો બ્હાલ.
"કાયવ્યૂહો તમે બધી સલુણી નારી, કાજ લીલા દીધાં રૂપ ગોપી પ્યારી:
આવો પેસો કાયામાં સાહેલી મારી, તમે તમામરે"--આવો૦

### સાખી.

સૂક્ષ્મ સખી સાથે લીધું, સૂક્ષ્મ પ્રિયાએ રૂપ;
પેઠાં પ્રિયની કાયમાં, પકડે કોને ભૂપ?
થાક લાગ્યો ખોળીને ખૂબ લાલાજીને, માયા નિજની છતાંય મોહ માયાત્રિને;
લાલલાચારી જોઇ દયા આવી શ્રીને, ગુમાવી હામરે—આવો૦

### સાખી.

પ્રકટાવી સખીઓ બધી, ઠરાવ બીજો થાય;
"પકડે પ્રિયને જે સખી, વેણી ગૂથે રાય."

---

* આ રમતમાં જેનો દાવ હોય તેનો ડાબો અથવા જમણો હાથ અને પગ ભેગાં બાંધવામાં આવે છે. પછી મર્યાદિત જગ્યામાં રમનારાઓએ ધુમવાનું હોય છે. વિશેષમાં સાડમારી અથવા' ડાગદારી' ના ખેલ માફક લુલીયા જમાલીયાની નજદીકમાં ફરે અથવા તેને સ્પર્શ કરીને છટકી જાય તે ઉત્તમ ખેલ ગણાય છે. = રાધાજી કહે છે.

દાવવાળી સખી પૂંઠ લાલાની લે, ચાલાકીથી પકડે શ્યામ એળેએળે;
સ્યામ પકડાય કે સખીરૂપે બને, વિકટ કામરે—આવો૦

**સાખી.**

સખીઓનાં સંકટ લહી, લીધાં રૂપ અનેક;
વેણી ગુંથે સર્વની, કીધાં રાજી નેક.

દેવી હેરે બધી, નામ કોનાં લઇએ ? આ વાતો અલૌકિક કોને કહીએ ?
વસો લુલીયા જમાલીયા શ્રી રંગા હ્રદયે, ઓ શ્રી કાન્તરે !—આવો૦

---

૧૦૫ (અ)

## આંધળા*ગોવાળીયાની રમત.

બાગ દેખ બાગ દેખ બાગ દેખરે—એ રાહ.

આંધળા ગોવાળીયાનો ખેલ મચ્યો ત્યાંય;
શર્ત "શ્યામ કે શ્રી ધરે,= ગોદમાં તે જાય." ૧
સ્યામ કે શ્રી કોઇ સખીથી નહિ ×ધરાય:
શ્યામ રાધા, રાધા સ્યામથીજ તે ઝલાય. ૨
અન્ય સખી કોઇને, મળેજ નહિ દાવ;
સહુ કહે "ઘાટ હવે, શી રીતે ઘડાય ? ૩
શ્યામ કે શ્રી દાવમાં, ઝલાઓ જઇ ખાસ;
જેથી એઉમાંથી કોઇ, આવે નહિ પાસ" ૪
શ્યામદાવમાં સખી, પડે જે કાન્તહાથ;
આંખ ખોલતાં બધાં, જુએ શ્રીકૃષ્ણ(ની) બાથ(માં). ૫

---

* આ રમતમાં જેનો દાવ હોય તેની આંખે પાટા બાંધવામાં આવે છે, અમુક મર્યાદિત જગ્યામાં બધાંએ રહેવાનું. વારાવાળો જેને પકડે તેનો વારો દાવ આપવાનો આવે. = પકડે. × પકડાય.

તેમ ભવમાં શ્રીના, સખી જઈ ભળાય;
આંખ ખોલતાંજ કાન્તરૂપ બની જાય. ૬
તત્ત્વમાં શ્રી, કાન્ત, સખી કોઇ નહિ ભિન્ન;
રંગ લીલામાં કરો કૃપા કરી હે) શ્રી ! લીન. ૭

---

## ૧૦૫ (બ)

## *શ્રીકૃષ્ણની, સખીઓ સાથેની ગુલગુલામણીની રમત.

મારી હુંડી સ્વીકારો મહારાજરે શ્યામળા ગીરધારી–એ રાહ.

ખેલે ગુલગુલામણીનો ખેલરે માવજી મતવાલા—ટેક.
અંતરિક્ષમાં જુએ છે, દેવ છેલરે—માવજી૦
બ્રહ્માજીને મન થયું, બન્યા ગોપ કુમાર; (૨)
લાલાને કરી ગુલામણીરે, વ્હાલે ઓળખી કહ્યું "બ્રહ્માય"રે–માવજી૦
સખા પુછે છે "નામ શું ?" જુઠું શેં બોલાય ? (૨)
નામ બ્રહ્માનું કળુલીયુંરે, વારો આવ્યો બ્રહ્માનો ત્યાંયરે–માવજી૦
લાલો કરે ગુલામણી, વિધિ સમજે નહિ કાંય;
દેવદેવીઓનાં નામ લેરે, પાર આવે ના વિધિનો મુઝાયરે–માવજી૦
કૌતુક અનુપમ ત્યાં બને, બ્રહ્મા લે નિજ નામ;
પાટા છોડી જુએ પ્રજાપતિરે, બ્રહ્માંડોના બ્રહ્મા તે ઠામરે–માવજી૦

---

* આ ગુલગુલામણીની રમતમાં જેનો વારો હોય તેને એક છોકરાના પગમાં પાટો બાંધીને માથું મુકાવીને ખાંગો રાખે. પછી તેના વાંસાપર છોકરા વારા ફરતી આંગળી ઉભી મૂકીને થોડી ગલગલી કરે; જો આંગળી ઉપરથી ગલગલી કરનારને પારખી કાઢે તો તે કરનારનો વારો આવે. પેલો છોકરો કહે કે "ગુલગુલામણી કોણે કરી ?" તેના જવાબમાં સાચું નામ દે તો કહેશે કે "આવ ફૂલાણા આવી જા;" ખોટું નામ પડે તો કહેશે "જા ફૂલાણા નાસી જા."

પોતે પણ નિજને જુએ, અસંખ્ય બ્રહ્માઓ દેખાય;
એક એક બ્રહ્માનાં મસ્તકોરે, અને હાથોનારે પાર ન જણાયરે—માવજી૦
ગોપબાળના વેશમાં, બ્રહ્મ ચિતભ્રમ થાય;
બીજા કોઇ દેખે નહિ, વિધિ જઇ પડયા લાલાના પાયરે—માવજી૦
દીધી આજ્ઞાએ રજા, થયા તે અંતર્ધાન;
સખાએ દેખ્યું તેજપુંજ, લાલ! રાખો એમાં રંગનું ધ્યાનરે—માવજી૦

---

## ૧૦૫ (ક)

## દાગીનાની પેટીની વિગેરે લીલા.

### ઢાળ.

મારે આવ્યો અલૌકિક દાવરે કોઇ મને શું કરશે?—એ રાહ.

લખ્યા છઠ્ઠીના લેખો લલાટરે—ફોક તમે શું કરશો?—ટેક.

પુરૂષ પ્રકૃતિનો જે ઠર્યો મિલાપરે—ફોક તમે શું કરશો?
અલંકાર કર્યા રત્નના અમૂલરે—ફોક તમે શું કરશો?
જસોદાએ ભરી પેટી નહિ ભૂલરે—ફોક તમે શું કરશો?
કહે "દ્યો જટિલાને રાધાજી કાજરે"—ફોક તમે શું કરશો?
પડયો વ્હેમ લાલને છે આશું આજરે?—ફોક તમે શું કરશો?
અલંકાર કાઢી માંહિ પેઠા આપરે—ફોક તમે શું કરશો?
જટિલા કહે "શું રત્ન તણો ભારરે?—ફોક તમે શું કરશો?
નવ પડે કોઇ બીજાનો વિશ્વાસરે—ફોક તમે શું કરશો?
તેથી લે તું અભિમન્યુ બાપ ખાસરે"—ફોક તમે શું કરશો?
લીધી પેટી શિરે બનીને લાચારરે—ફોક તમે શું કરશો?
મુકી ઓરડામાં શ્રીજીના તે વારરે—ફોક તમે શું કરશો?
કહાવ્યું સાસુએ "ખોલજો એકાંતરે"—ફોક તમે શું કરશો?
રત્ન રત્ન મળ્યાં પ્રિયાજીને કાન્તરે—ફોક તમે શું કરશો?

ભેટ જીવ અને શિવજીની થાયરે—ફોક તમે શું કરશો ?
માયા જોર ત્યાં જરીયે ના જણાયરે—ફોક તમે શું કરશો ?
કરે દાણલીલા માનલીલા લાલરે—ફોક તમે શું કરશો ?
નયનવાણિયુદ્ધલીલાના તાલરે—ફોક તમે શું કરશો ?
લાલ લે અનેક વેશ પ્રિયા કાજરે—ફોક તમે શું કરશો ?
થઇ વનિતા બનાવે લીલા સાજરે—ફોક તમે શું કરશો ?
દેવી, ગાલી, જોગી, આદિના લે વેશરે—ફોક તમે શું કરશો ?
વિવિધ લીલા કરે અનેરી બેશરે—ફોક તમે શું કરશો ?
થઇ વિરહિણી સખી ગયા શ્રીપાસરે—ફોક તમે શું કરશો ?
"લાવો લાલ અગર કાઢુછું શ્વાસરે"—ફોક તમે શું કરશો ?
ઢોર હાકતાં બન્યાં શ્રીજી ત્યાં લાલરે—ફોક તમે શું કરશો ?
સખી ભક્ત રીઝે દેખી યુગલચાલરે—ફોક તમે શું કરશો ?
પુરૂષપ્રકૃતિની છળલીલાઓ થાયરે—ફોક તમે શું કરશો ?
નહિ ભેદ છતાં રંગ ભેદ ગાયરે—ફોક તમે શું કરશો ?

---

## ૧૦૬

## અન્યક્રીડાઓ પછી શયન.

### રાગ સદર.

શીતળ મૃદુ વાલુકામાં, કેલિ પછી જામી;
મંડળી ભરાઇ, ચાતુરી અનેક ચાલી. ૧
ખાદ્ય ફળો, ફુલ આદિ, લાવી વૃન્દા જે જે;
કરી મધુપાન થઇ, મત્ત જમે તે તે. ૨
કુંજનો વિહાર મદન, રંગભેર જામ્યો;
નાયિકા 'સ્વાધીન*ભર્તૃકા' નો ભાવ સ્થાપ્યો. ૩

---

* અલંકાર શાસ્ત્રમાં નાયિકાના ત્રણ પ્રકાર છે, સ્વકીયા, પર-

કામકેલિ, કપટયુદ્ધ, યુગલરૂપ ઝાલ્યાં;
બહાર આવી સખી સંગ, વાગ્વિનોદ ચાલ્યા. ૪
શ્રમ ઉતારવા સહુનો, જમુનાજળ ક્રીડા;
થઇ અપૂર્વ, દેવ-દેવીઓ કહે "શી લીલા ?!" ૫
મદનદ્વંદ્વ આદિ યુદ્ધ, વિવિધ ત્યાં મચાયાં:
બહાર આવી વસ્ત્ર અલંકાર સહુ સજાયાં. ૬
રત્નખચિત મંદિરે, તયાર પુષ્પ શય્યા;
બ્રહ્મયુગલ શયન કરે, રંગ જુવે હય્યા(માં). ૭

---

કીયા, સામાન્યા. દિવ્ય અલંકારમાં 'સ્વકીયા' તથા "પરકીયા" એજ છે. 'સામાન્યા' વેશ્યા સ્વરૂપની તે દિવ્યશૃંગારમાં નથી. વળી દિવ્ય નાયિકાના બીજા ત્રણ પ્રકાર; મુગ્ધા, મધ્યા તથા પ્રગલ્ભા. હવે મુગ્ધા-કેવળ-મુગ્ધા-કન્યાનો એકજ પ્રકાર; પણ મુગ્ધા તથા પ્રગલ્ભાના પાછા ત્રણ પ્રકાર; ધીરા, અધીરા, ધીરાધીરા મળી કુલ સાત પ્રકાર થયા. હવે સાત 'સ્વકીયા' ના અને સાત "પરકીયા" ના મળી ચઉદ, તથા એક મુગ્ધા મળી પંદર પ્રકાર છે. વળી નાયિકાની 'અવસ્થા' આઠ પ્રકારની તે ૧ અભિસારિકા, ૨ વાસકસજ્જની ૩ ઉત્કંઠિતા, ૪ ખંડિતા, ૫ વિપ્રલબ્ધા, ૬ કલહાન્તરિતા, ૭ પ્રોષિતભર્તૃકા, ૮ સ્વાધીનભર્તૃકા. આમાંથી સ્વાધીનભર્તૃકા તે, વલ્લભ આયત્તઆધીન હોઇને હમેશ પોતાની નિકટ જોઇએ તં; જેમ કે વનલીલા, જળક્રીડા, કુસુમશયન આદિ, તેની ચેષ્ટા. જ્યારે નાયક પ્રેમવશ થઇને ક્ષણકાળ પણ ન રહી શકે તે સ્વાધીનભર્તૃકાને "માધવી" કહે છે.

૧૦૭

# મદનનો પરાજય.

## ( ખમાયચ )--ત્રિતાલ.

( દર્શન બિન અખિયાં તરસ રહી—એ રાહ. )

રતિપતિને ખબર થઇ હરિફ તણી,
હરિફ તણી, હરિફાઇ તણી—રતિ૦

નંદનંદનનો નિરખી તમાશોરે;
ગયો છક થઇ " આ તે કોણ હશે ધણીરે ?--રતિ૦

મુજ બળ ચાલે નહિ આ નરપરરે:
લાખો સ્ત્રી સંગે ખેલે કેનો અસંગ બનીરે ? !--રતિ૦

મારુતિ, શુકવિણ સર્વે હાર્યારે:
બ્રહ્મા, વિષ્ણુ, શિવ, મુનિ ગયા રામ *ભણીરે—રતિ૦

થયો હું =અનંગ ભલે શિવના પ્રકોપેરે:
જીતનાર ન્હોતો કોઇ, હજી તો(હું) ધણી રણીરે—રતિ૦

રમણ તથા રમણીઓ કોઇનેરે;
નહિ કામનો વિકાર, શી રહેણી કરણીરે ?—રતિ૦

ભરિયા આ નરમાં કોટિ કંદર્પોરે,
જગમોહક (હું) મોહિત થયો રંક ભણીરે ! "—રતિ૦

નામ પડયું પ્યારાનું મદનમોહન ત્યાંથીરે;
વંદો કંદર્પારિ ગોવિંદ રંગાનો ધણીરે--રતિ૦

---

* બુમ મારીને. = દેહ વગરનો.

૧૦૮

# બ્રહ્માંડોના મદનોના દિગ્વિજય સારૂ યુગલસ્વારી.

## પ્રભાતીયું.

કોણુરે સમાના કામની, દત્ત ફળીયલ રામા—એ રાહ.

સ્વારી ચાલી રાધે શ્યામની, સખીઓ સહુ હરખાયજી;
મદનો બ્રહ્માંડોના જીતવા, કંપે ધરણીની કાયજી—સ્વારી૦
સેનાપતિ લલિતા સખી, ત્યાં તે હોયે મણાયજી ?
હાથી ઘોડા ઉંટ પાલખી, રથની ગણના ન થાયજી—સ્વારી૦
શકવર્તી લાખોનાં લશ્કરો, નહિ લેખામાં લેશજી;
સર્વે યોદ્ધા જ્યાં મહારથી, ત્યાં તે શું હોય શેષજી ?—સ્વારી૦
બુદ્ધિ તર્કો યોગ જ્ઞાન ત્યાં, હારીને નાસી જાયજી;
સખી વિણુ નહિ કોઇ સૈન્યમાં, આ તે શેં સમજાયજી?—સ્વારી૦
સર્વરૂપે સખીઓ દીસે, અસ્ત્ર શસ્ત્રો અપારજી;
નહિ રે જોયાં, નહિ સાંભળ્યાં, પ્રાકૃત કલ્પના બહારજી—સ્વારી૦
ઐરાવત સખીઓ બની ગઇ, યુગલ થયા અસવારજી;
સખીનું કટકદળ ઉપડ્યું, કોણુ સ્હામું જોનારજી ?—સ્વારી૦
મદન સહસ્રોનું રૂપ તે, એક સખીમાં સમાયજી;
કોટિ અક્ષૌહિણી સખી *ભટો, કયાંથી લ્યો ઉપમાયજી?—સ્વારી૦
કોટિ બ્રહ્માંડોના કામદેવ, જીતી લાવ્યાં સંગજી;
મદન આ સૃષ્ટિનો દેખીને, કહે ઓ ! આ શી વાતજી ?—સ્વારી૦
દંડવત્ પડીને માગે ક્ષમા, રંક થઇને મદનજી;
સાર્થક નામ રંગા થયું, પ્યારા મદનમોહનજી—સ્વારી૦

---

* સીપાહી.

# છેવટની વિનંતિ.

## ગરબો.

પ્રભુ વિશ્વાધાર, જીવન જીવનના આધાર, વંદુ વિભુ ! વારંવાર-ટેક.

આવો સ્યાણા સ્યામ, મારા અંતર્યામી રામ-રાધે રાધે રાધે સ્યામ. !
આપું હૈયે ઠામ, નાંખો નીરાંતે મુકામ-રાધે રાધે રાધે સ્યામ. !
અખિલ અગણ બ્રહ્માંડની લીલા, નહિ વ્રજ લેશ સમાન-આવો૦
રંગ હૃદય એ વ્રજલીલાનું, સ્થાન કરો ઘનસ્યામ !-આવો૦

---

# યુગલ આરતી.

જયજય રાધેકૃષ્ણ ! જયજય યુગલ સ્વરૂપ ! (ર)
જયજય પૂરૂષ પ્રકૃતિ, માયા ઇશ અનુપ—જયજય૦
સગુણ બ્રહ્મ સાકાર, કૃષ્ણ રૂપે આવ્યા; (૨)
સત્ ચિત્ આનંદરૂપે, (૨) દુનિયાંને ભાવ્યા—જયજય૦
માનુષીલીલાકાજ, રમત ગમત કીધી; (૨)
આનંદ જૂદો પાડી, (૨) શ્રી(નો) કાયા લીધી--જયજય૦
એક છતાં થઇ બેઉ, કરી લીલા અણમોલ; (૨)
કવિઓ ગાતાં ગાતાં, (૨) વદે વગાડી ઢોલ--જયજય૦
મારી શી ગુંજાશ ? યુગલ સ્વરૂપ ગાવા; (૨)
સ્થૂલ દેહનો દંડવત, (૨) બીજા નહિ દાવા--જયજય૦
આરતિનો અધિકાર, આ દેહે માનું; (૨)
બીજું કાંઇ ન સમજું, (ર) રાખો જે છાનું--જયજય૦
સૂઝાડયું ત્હેં જેમ, તેમ અમે ગાયું; (૨)
મનબુદ્ધિ જ્યાં વિરમ્યાં, (૨) તુજ શરણું સ્હાયું--જયજય૦
અંતર બેસી નાથ, જાણો રજ રજને; (૨)
રંગો ક્યાં ? જ્યાં પત્તો, નહિ હરિહરઅજને—જયજય૦

---

# (૭) પરચુરણ પદો.

## ૧

## જીવનો શિવપ્રતિ ઉત્ક્રમણ માટેના પ્રેમીપંથનો ક્રમ.

### ભેરવીની છાય—ત્રિતાલ.

અંધીયારી પિયાબિન રેનરે—એ રાહ.

પ્રેમી પંથે શ્રીના શિવજીવ મળશેરે—ટેક૦

મળશે જરૂર, સંશય સહુ ટળશે, પૂર્વપાપ પણ બળશેરે-પ્રેમી૦

પ્રેમી પ્રભુએ પ્રેમે, અવતરી પ્રેમરૂપે;

પ્રેરેલો પ્રેમીને ( એ પંથ ) જડશેરે—પ્રેમી૦

' પૂર્વ સંસ્કારો ' સથે, ' સત્સંગો ' ના સંગાથે;

' લીલા શ્રવણ ' ' જન કરશેરે '—પ્રેમી૦

' પૂર્વરાગ ' પછી, રૂપરાગ ' રચી, ' અભિસાર દૈવી ' કરશેરે-પ્રેમી૦

' ઉત્કંઠા ' અને ' માન ' કરી, ' કલહાંતરિતા ' થઈ;

' આક્ષેપાનુરાગે ' જળશેરે-પ્રેમી૦

' વ્રતકાત્યાયની ', સાધક પછી બની, ' મહારાસે ' જઈ મળશેરે-પ્રેમી૦

' માથુર વિરહ ' ભાવે, ' મધુરમિલન ' આવે, આત્મનિવેદન(માં)

ગળશેરે—પ્રેમી૦

---

## ૨

## રાસલીલાના અધિકાર વિષે.

### લાવણી.

રાસલીલા સુણવા અધિકાર, નહિ સર્વેને એ સિદ્ધાંત;

ગૌરમહાપ્રભુ જાતે કહે છે, અંતિમ કોટિનો એ પ્રાંત. ૧

" રાસલીલા સાંભળવા શું હું, છું અધિકારી ?" કહે છે ગૌર;
" ઘણી તપસ્યા અંતે સાધક, થાય પાત્ર 'સુણવા' એ સૂર. ૨
'અનુભવ' નો તો, તોપણ નહિ, અધિકાર મનુજને કોઇ પણ વાત;
પ્રેમરસમયી ઉપાસના માટે, પ્રભુ કૃપા જરૂર સાક્ષાત્. ૩
સુપ્રસન્ન ચિત્ત વળી સુનિર્મળ, ઉજ્જવળ કોમળ પરમ થવાય;
ત્યારે થાય મનુષ્ય અધિકારી, તે વિણુ 'વિડંબના' કહેવાય. " ૪
ગૌર મહાપ્રભુનો *સિદ્ધાંત, ધરી દિલમાં કરી ખૂબ વિચાર;
પાત્ર બનીને સુણજો લીલા, રંગો વિનવે વારંવાર. ૫

---

૩

## દિવ્ય ઉજ્જવલ રસના અધિકાર વિષે.

### મહાડ.

રસમાં રસરાજ ઉજ્જવળ દિવ્ય શ્રેષ્ઠ, સ્વીકારે પંડિત સરદાર—ટેક૦
એ રસ છે અતિ ગૂઢ અગમ્ય, ના પામરનો અધિકાર;
'આસ્વાદન' નો વિષય રસરાજ એ, 'ભાષા' ને વશ ના કરાયરે—રસમાં૦
કહે ગૌરાંગ મહાપ્રભુ, જાતે આ, વાત કરીને સિદ્ધાંત;
" મુંગાના *આસ્વાદન માફક, એ રસ ભાષાની બહાર " રે—રસમાં૦
છેવટનાં વર્ષો ગૌરપ્રભુ રહ્યા, એ રસમાં દિનરાત;
ફક્ત રાયરામાનંદ બીજા, સ્વરૂપ ગોસાંઇ સંગાથરે—રસમાં૦
એ અનુભવની ઝાંખી કીધી ફક્ત, છ ગોસાંઇઓએ સાક્ષાત્;
અનુભવનો કર્યો લેખ પરંતુ, અનુભવી માટે એ વાતરે—રસમાં૦

---

* આ સંબંધમાં ગૌરમહાપ્રભુએ અનેક વખત કહેલું છે: જેમકે 'નીલાચલે વ્રજમાધુરી' નું પાનું ૨૦૦ જુઓ.

* આ સંબંધમાં પણ ઉપર માફક જુઓ પાનું ૨૦૧

પુસ્તકરૂપે પ્રકાશ પામીને એ, રસ વાધ્યો ઘેરઘેર;
પાત્ર અપાત્રની કોને પડી છે? પરિણામ કાળો કેરરે—રસમાં૦
પાત્ર નહિ છતાં દાસ પ્રયાસ આ, વશ થઇ વૃત્તિને ખાસ;
પ્રકટ કરે છે મધુરરસ બીનો, બીતો રાખી માફી આશરે—રસમાં૦
અરજ ગૌરાંગને રંગની, પડજો આ, ભજનો સત્પાત્રને હાથ;
સ્થળ ને, સમય, પાત્ર, સંજોગોને લઇ, ક્રાંતિ કરો રંગનાથરે !—રસમાં૦

---

## ૪

## લાવણી.

### રાય રામાનંદના ચિન્મયદેહથી **અહંબ્રહ્માસ્મિ** ભાવ.

શ્રીચૈતન્યમહાપ્રભુ કહે છે, "ચિન્મય દેહ" કહે જે શાસ્ત્ર;
કસોટીમાંથી સાચો નિકળ્યો, એક રાય **રામાનંદ** માત્ર. ૧
તેના મનનો ભાવ તે જ જાણે, ન સમજવા બીજા પાત્ર;
કહે ભાગવત ભાવ તેનું, પ્રત્યક્ષ પ્રમાણ દિસે એ ગાત્ર. ૨
વ્રજવધુ સાથ કર્યો જે રાસ, વિલાસ સાંભળે કહે જે જન;
કામરોગથી મુક્ત થાય, ત્રિગુણોના ક્ષોભથી પર થઇ તન. ૩
મહાધીર થઇ પ્રાપ્ત કરે, ઉજ્જવલ મધુર રસના ભંડાર;
પ્રેમભક્તિમાં લીન સદા, સચ્ચિદાનંદ થઇ કરે વિહાર. ૪
જગન્નાથની સન્મુખ નૃત્ય, કરે યુવતી મુરલિ સુકુમાર;
સ્નાન વસ્ત્ર આભૂષણ રાય, સજે પણ લેશ ન *કામવિકાર. ૫

---

* રાયરામાનંદ જગન્નાથજીનાં દેવદાસીઓ—મુરલિઓને જાતે સ્નાન કરાવી મર્દન કરી વસ્ત્ર આભૂષણ સજાવી, નૃત્યકળા તથા હાવભાવ બધું શિખવાડતા તે વખત તેમનો પ્રાકૃત દેહ ભીષ્કુલ નહિ, પણ કેવળ અપ્રાકૃત ચિન્મય દેહ બની જતો. આનુંજ નામ 'ચિન્મય દેહ,' કે જ્યાં કામવિકારનો ગંધ પણ નહિ !

મારો પણ વિશ્વાસ મને નહિ, એક રાયને છે અધિકાર;"
દેહ એજ અપ્રાકૃત રંગા ! અહંબ્રહ્મ રામાનંદ રાય. ૬

---

## ૫

## કવાલી.

શ્રી શંકરાચાર્ય તથા શ્રી ગૌરાંગમહાપ્રભુનાં સામાન્ય તત્ત્વ.

ભક્તિ ને જ્ઞાનમાં પૂરા, શંકરાચાર્ય છે શૂરા:
તત્ત્વને જ્ઞાનનો સારો, લીધો આખો જ ઇજારો. ૧
બીજા આચાર્ય છે ભક્તો, પ્રભુ ગૌરાંગ છે એક્કો;
ઇજારો પ્રેમભક્તિનો, લીધો પૂરો આ સૃષ્ટિનો. ૨
બ્રહ્મ આનંદ શંકરનો, ગૌર આનંદ છે રસનો;
તત્ત્વમાં એક પણ ભાસે, ભિન્ન દુરાગ્રહી પાસે. ૩
અવર્ણ્ય અકથ્ય એ આનંદ, દિવ્ય ચિન્મય વદે શું જન ?
થાય ભાષાશરણ જ્યારે, તૂર્ત પ્રાકૃત બને ત્યારે. ૪
બ્રહ્મ આનંદ હજારો, લીલા આનંદ(માં) નિહાળો;
લીલા આનંદ હજારો, બ્રહ્મ આનંદમાં ભાળો. ૫
બડાઇઓ કરે નિજની, મતીલા, નિત્ય ગજગજની;
જ્ઞાની કે ભક્ત એ ઉણા, તપાસો અંગના ખૂણા. ૬
સ્થાનને કાળ સંજોગો, પાત્ર જોઇ વદ્યા સંતો;
પ્રભુની એ બધી આજ્ઞા, સર્વથા સત્ય, નહિ મિથ્યા. ૭
તમારૂં શ્રેષ્ઠ એ સાચું, નિંદવા અન્ય એ કાચું;
નિજાનંદે ડુબો ભાઇ, ભૂલીને રંગ ! જૂદાઇ. ૮

---

૬

## કાનરો.

**જ્ઞાન અને ભક્તિમાં શ્રુતિનું સોઽહમ્ સત્ય છે.**

શ્રુતિ **સોઽહમ્** કહે પુકારી—ટેક.

કહે ગૌડીયા સંત મહંતો, (અચિંત્ય) ભેદાભેદ વિચારી—શ્રુતિ૦
“ જેવા પ્રેમવિશ્વાસવિવર્તો, એક હોય ” એ વાણી;
“ ના સો રમણ ના હામ રમણી, ” રામાનંદ ઉચ્ચારી—શ્રુતિ૦
“ શ્રીચૈતન્યચરિતઅમૃતમહાકાવ્ય ” *વદે વિચારી;
દ્વૈતપણાનું ઐક્ય કરે, પ્રતિપાદન ભેદ વિદારી—શ્રુતિ૦
વળી જૂઓ ચૈતન્યચંદ્રઉદય=નાટકમાં ધારી;
દ્વૈતભાવ નાસે છે પ્રેમ, તણા રસમાં, બલિહારી !—શ્રુતિ૦
રાધાજી કહે “ સખિ નવ જાણું, કોણ કૃષ્ણ કંસારી ?
કાન ન સૂણે, આંખ ન દેખે, નહિ કોઇ નર કે નારી. ”—શ્રુતિ૦
કૃષ્ણભાવ લે જ્યારે ગોપી, ગૌર અને શ્રી રાણી;
તેજ શ્રુતિનું **સોઽહમ્** સાચું, રંગા ! અન્ય વિકારી—શ્રુતિ૦

---

* प्रेम्णोऽतिकाष्ठा प्रतिपादनेन ।
द्वयोः परैक्य प्रतिपाद्य वासीत् ॥

= सखि न स रमणो नाहं रमणीतिभिदावयोरास्ते ।
प्रेमरसेनोभयमन इव मदनो निमेषबलात् ॥
अहंकान्ता कान्तस्त्वमितिनतदानीं मतिरभूत्
मनोवृत्तिर्लुप्ता त्वमहमितिनो धीर विहता ।
भवान् भर्ता भार्याऽहमिति यदिदानीं व्यवसिति ।
स्तथापि प्राणानां स्थितिरिति विचित्रं किमपरम् ॥

૭

## શ્રી રઘુનાથદાસ ગોસ્વામીનો વૈરાગ્ય.

( સંતો અમે વ્હેવારિયા શ્રીરામનામના—એ રાહ. )

રઘુનાથ ગોસાંઇ ! છો વૈરાગ્ય શેખરા !
સાડીઆની *તાસો લીલાની મોજ માણતા—રઘુનાથ૦
સવિકલ્પ સમાધિની, માંહ્ય સાધુ ડૂબે;
વાત બીજી ના ભાળે, દોઢ તાસ ઉંઘે—રઘુનાથ૦
ઉંઘમાં પણ ધ્યાન તેનું, ઝાડ નીચે વાસો;
લોકો હેરત પામે દેખી, સંતનો તમાસો—રઘુનાથ૦
આખા દિનમાં પાવશેર, છાશનો ખોરાક;
કાણાવાળી કંથામાં તે, કાઢે દિન-રાત—રઘુનાથ૦
પંડિતાઇમાં પૂરા સ્વામી, વૈરાગ્યે નહિ જોડ;
સંત એવો લાલ ! આપી, રંગ પૂરો કોડ—રઘુનાથ૦

---

૮

## શ્રી રૂપ ગોસ્વામીનું નિરભિમાનપણું.

### હોરીની ચાલ-તાલ દીપચંદી.

( જીયા જાઓની આજ કોઇ પનિયાં ભરન—એ રાહ. )

ધન્ય રૂપરે ગોસાંઇ, તુજ સાધુચલણ—ટેક.
સંતો જગમાં, હાંહાંરે સંતો જગમાં, થયા બહુએ;
પ્રભુનું નિત્ય લઇને શરણ—ધન્ય૦

---

* હલકો.

' પંડિત સંત અને ગુરૂ દેખો, શાસ્ત્રી, પુરાણી, આચાર્યો જુઓરે;
નર દેખ્યો અભિમાન વિનાનો ?
જ્યાં બતલાવો (ત્યાં) પડું હું ચરણ—ધન્ય૦

જપ, તપ, જ્ઞાન, ભક્તિ કિંવા વિદ્યા, અથવા પદવીનું જો માન મળેરે;
મતને પોતાના મથે સિદ્ધ કરવા,
સોમાંથી નવ્વાણુંનું એ આચરણ—ધન્ય૦

અભિલાષી દિગ્વિજય તણો એક, પંડિત નામ સુણી રૂપનું રે;
આવ્યો, સહી કરી તુર્ત ગોસાંઇએ,
લેશ નહિ પંડિતાઇ સ્મરણ—ધન્ય૦

જીવ ગોસાંઇ બેઠા શિષ્ય બહારે, નિરખી પંડિતને *પોમાતો ઘણોરે;
પ્રશ્ન કર્યો કંઇ, ઉત્તરમાં તે,
વિજયપત્રો ફેંકી આવ્યો શરણ—ધન્ય૦

ગુરૂ દેખી શિષ્ય પાંડિત્યનો ગર્વ, શિષ્ય ત્યજ્યો તત્કાળ રૂપેરે;
કહે અભિમાનજ શત્રુ સંતોને,
દુઃખ થયું જીવ જાણે મરણ—ધન્ય૦

અનુગ્રહ ગુરૂનો મેળવવાને, ત્યજી ખાનપાન પશ્ચાત્તાપમાંરે;
વર્ષ થયાં બન્યા હાડપિંજર જીવ,
મહાપ્રભુએ કર્યું ગુરૂનું શમન—ધન્ય૦

તૃણ કરતાં પણ નીચ માનીને, વૃક્ષ સહનશીલતાને ગ્રહીરે;
અધરામાં અઘરૂં ગૌડેશ્વરપંથનું,
રંગ કહે અભિમાન હરણ—ધન્ય૦

---

* પોમાતો=રાજી થતો, ખુશી થતો.

૯

# શાલિગ્રામની મૂર્તિની બાળલીલા.

## ( રાગ-જંગલો )-ત્રિતાલ.

જબરી તમારી ટેક,
ઓ *ભટ્ટજીરે ! જબરી તમારી ટેક—ટેક.
પ્રભુ ગૌરાંગે દીધા, શાલિગ્રામ તમોનેરે;
તન મન યુગલમાં છેક—જબરી૦
આજ્ઞા ધારીને શિરે, પૂજન નિત્ય કરતારે;
દિલ લગી શ્યામ તનુ એક—જબરી૦
વ્યભિચારીની પેડે, અહોરાત્ર જવલંતારે;
દિલ નહિ કોઇ રીત ચેન—જબરી૦
શણુગારો સજાતા, દેખી =મદનમોહનનેરે;
મન મહિં વ્યાપ્યો બહુ ખેદ—જબરી૦
"નહિ મૂર્તિ હું પાસે, કયારે આ દિન દેખુંરે ? "
નટવરે દયા કીધી નેક.—જબરી૦
શાલિગ્રામમાંથી, +રાધારમણ બનીયારે;
સત્વર બેઉ રૂપ એક—જબરી૦
ભટ્ટજી ગાંડા ઘેલા, ભાન ભૂલીને નાચેરે;
હે પ્રભુ ! આ શો તારો ભેદ ?—જબરી૦
વ્રન્દાવન બિરાજે, શાલિગ્રામની મૂર્તિએ;
રંગ જૂએ બેઉ એકમેક—જબરી૦

---

* શ્રીગૌરાંગ મહાપ્રભુના ૭ ગોસ્વામીમાંના શ્રીગોપાળભટ્ટ ગોસ્વામીજી. = મદનમોહનની મૂર્તિને, કોઇ ગૃહસ્થે આપેલાં વસ્ત્ર અલંકાર પહેરાવીને શણુગાર સજાવાતો હતો.

+ રાધાકૃષ્ણભાવદર્શક એક મૂર્તિ બની ગઈ.

## ૧૦

# શ્રીસનાતન ગોસ્વામીનો ત્યાગ.

### ગઝલ—તાલ દાદરો.

ગઝલ—( અફ્સોસકે આંખોસે દેખાઇ નહિ દેતા )–એ રાહ.

**શાબાશ ! ગોસ્વામી સનાતન ! ત્યાગના શિરતાજ !—ટેક.**

મથુરાં નગરમાં એક ચોબે, ઘેર એક કુમાર;
તોફાન તેનાથી થયા, તોબા અને લાચાર—શાબાશ૦
ગોસાંઇ ત્યાંથી નિસર્યા, દેખી (ચોબેજી) આવ્યા ઘર બહાર;
"લઇ જાઓ સ્વામી ! બાળને, માનું ઘણો આભાર"—શાબાશ૦
સ્વામીએ પ્રભુને ઓળખ્યા, લઇ ચાલ્યા કાંધે શ્યામ;
વૃન્દાવનમાં કોઇ વૃક્ષ નીચે, સ્થાપિયો મુકામ—શાબાશ૦
બાટી ધરાવે સ્વામીજી, પ્રેમોર્મિનો ન પાર;
ભગવાન કહે ' મીઠું તો નાંખો, સ્વાદ થાય લગાર. '—શાબાશ.
ગોસાંઇ કહે ' માગો તમે, મીઠું પ્રભુ તો આજ;
વૈરાગ્ય મારો ધૂળ કરવા, ધાર્યું શું જદુરાજ ?—શાબાશ૦
જો સ્વાદ કરવા હોય લાલા ! તજવીજ કરી લ્યો આપ;
મુજ પાસ બીજું નહિ મળે, સાચું કહું નિષ્પાપ !"—શાબાશ૦
કોઇ વહાણુ વેપારી તણું, છીપ્યું જમુના માંહ્ય;
સુણી નામ વેપારી ગયો, ગોસાંઇજીની પાસ—શાબાશ૦
ગોસાંઇ કહે "હું ક્ષુદ્ર છું, મુજમાં નથી કંઇ તાત !
વિનતિ કરો ભગવાનને, છે આ ખડા સાક્ષાત "—શાબાશ૦
કૌતુક બન્યું ત્યાં થઇ ગયો, બટુ મૂર્તિનો આકાર;
દેખાઇ મૂર્તિ મદનમોહન, તેજના ભંડાર—શાબાશ૦
" મંદિર બનાવું પ્રેમથી, જો વ્હાણુ તરશે આજ; "
કહીને પ્રભુને આવીયો, છીપ્યું હતું જ્યાં જહાજ—શાબાશ૦

તરતું દીઠું એ બ્હાણુને, મંદિર બનાવ્યું ત્યાંય;
ભોગાદિ વૈભવ ઠાઠની, રાખી મણા નહિ કાંય—શાબાશ૦
મૂર્તિ બીરાજે હાલ એ, નગરી કરોલી માંહ્ય;
રંગો કરે દંડવત પ્રણામો, ભૂપર નાખી કાય—શાબાશ૦

---

૧૧

## રાધાજીની વેણી.

### કાફી—તાલ દીપચંદી.

( કાનુડો કામણગારોરે—એ રાહ. )

આ શું ઘેલું ભાઇ બોલેરે ?
આતે શું ! આતે !—આ શું—ટેક.
પ્યારીજીની વેણી તેને 'નાગણ' કહી છે શ્યાણે;
આ તે કોઈ સાચું માનેરે ?—આતે શું૦
રસજ્ઞાન હજી પૂર્ણ [1]રૂપને શું થયું નહિ ?
હવે કરવું શું અહિંરે ?—આતે શું૦
[2]સનાતન ચિંતા કરે, ચિત્ત રાત-દિન ફરે;
ચિત્તડું ન ઠામ ઠરેરે ?—આતે શું૦
એવામાં યોગાનુયોગે, શ્યામ રાધાકુંડ [3]સંગે,
સનાતન સ્નાન કરેરે—આતે શું૦
ગોતું મારી બહાર આવી, દૃષ્ટિ નાંખી ગયા ચોંકી;
અપૂર્વ કૌતુક દેખેરે—આતે શું૦
પાંચ સાત વ્રજવાસીપદ્મિણી બાળા પ્રકાશી;
એક તેમાં રૂપરાશિરે—આતે શું૦

---

૧ રૂપ ગોસ્વામી. ૨ સનાતન ગોસ્વામી. ૩ શ્યામકુંડ તથા રાધાકુંડના સંગમ ઉપર.

તેના શિરે નાગ ભાળ્યો, સનાતન પાડે રાડયો;
અદશ્ય થયો તમાશોરે—આતે શું૦
ચેત્યા તે ૪ત્યારે પગેલાગી, રૂપવાણી સત્ય માની;
સાક્ષાત તણી એંધાણીરે—આતે શું૦
રંગો વ્રજમાં જઇને, આશામાં નિત્યે રહીને;
સેવા માગે ચિત્ત દઇનેરે—આતે શું૦

---

૧૨

## એક સાધુની પ્રેમસમાધિ.

### લાવણી.

( મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાહ. )
*વ્રજના ગોવર્ધન ગામ મહિં એક સાધુ,
લીલામાં નિશદિન મસ્ત ભાન નહિ બીજું. ૧
જળક્રીડા જોતાં લાગી તાલાવેલી,
માનસગંગામાં પડયો સમાધિ લાગી. ૨
દિન સાત રહ્યો જળમાં, લીલાને જોતો,
કોઇ નરને ન્હાતાં સ્પર્શ થયો ત્યાં તેનો. ૩
કાઢયો અવધૂતદશામાં એ આત્માને,
જળ-જંતુ કરડી ખાધી બધી કાયાને. ૪
કોઇ સિદ્ધ સાધુએ ચેતન કીધો ત્યાંયે,
શી લીલા પ્રભુ! ત્હારી ? રંગો શું ગાયે ? ૫

---

૪ તે વખતે. ૫ સનાતન.

* આ હકીકત ત્રીસ વર્ષ ઉપર શ્રી ગોવર્ધનમાં માનસી ગંગામાં બની હતી. નજરે જોનાર વ્રજવાસીઓ હજી ઘણા છે.

૧૩

# પ્રેમસમાધિ.

( સુંદર શામળીયા ! નામ જપીશ નિત્ય તારૂં--એ રાહ. )

સિદ્ધ દશામાં ચિન્મયદેહે, પંડિત શ્રીનિવાસ સનેહે;
નિસર્યા સેવા કાજે—શ્રીહરિ તવ શરણે૦
ચિન્મય *યમુને, સ્નાન પ્રસંગે, નથની પાડી પ્યારી રાધે;
પંડિત જઇને શોધે—શ્રી હરિ૦
સ્થૂળ શરીર જડવત દેખાયું, કારણ કોઇ થકી ન કળાયું;
ત્રણ દિન એમજ ચાલ્યું--શ્રી હરિ૦
માણુસ માત્ર મુંઝાય બહુ ત્યાં, અક્કલ ના ચાલે કંઈ તેમાં;
જઇને કહેવું હવે કયાં ?--શ્રી હરિ૦
આખર શ્રીએ શિષ્ય પાઠવ્યો, ગુરૂ સમાધિમહિં છે સમજ્યો;
ચિન્મય દેહ બનાવ્યો--શ્રી હરિ૦
સિદ્ધદેહ ગુરૂ આગળ લાવ્યો, ગુરૂ કહે "ભાઇ ! તું ઠીક આવ્યો;"
નથની તે લઇ આવ્યો—શ્રી હરિ૦
શિષ્ય, ગુરૂના પ્રાકૃત દેહે, ચેતન પ્રાપ્ત કર્યું તે વારે;
રંગ લીલા ગુણ ગાએ--શ્રી હરિ૦

---

૧૪

# અવ્યભિચારી ભક્તિ વિષે.

## દેશની ચાલ--ત્રિતાલ.

( જાઓ જાઓરે કનાઇ ! મોસે રાર કયું મચાઇ ?—એ રાહ. )

વાહ વાહરે કિશોરી ! તારી ઢિઠાઇપર હું વારી—ટેક.
વર્ણન શું કરૂં ? હઠ તુજ ભારી.

* યમુનામાં.

*ભગત ગયો યાત્રાએ =દ્વારિ, કમઅખ્તિ થઇ છાપ લીધાની;
લીલાની ત્હેં કીધી મનાઇ—વાહ વાહરે૦
સંતનહદ પણ ઓહડ જેની, યોગ અગન પગથી સળગાવી;
ઝટપટ નરવપુ દીધું નાંખી,
રંગને એહની વડાઇ—વાહ વાહરે૦

---

* શ્રીકૃષ્ણની વિહારભૂમિ પવિત્રાત્તમ શ્રી વ્રજભૂમિમાં સુપ્રસિદ્ધ સૂર્યકુંડ ઉપર આજથી એકસો વર્ષ ઉપર ગૌડીય વૈષ્ણવ સિદ્ધ બાવાજી રહેતા હતા. તેઓ શ્રી દ્વારિકાં દર્શન કરવા જઇને ગરમ છાપ લઇ આવ્યા તેથી વૃન્દાવનેશ્વરી શ્રી રાધિકાજીએ વ્રજલીલામાં ગ્રહણ ન કર્યા અને તેથી તેમને લીલાસ્ફૂર્તિ થઇ નહિ. આ વિરહના કારણે અંગુષ્ટમાંથી અગ્નિ પ્રકટ કર્યો અને એ અગ્નિથી પોતે ભસ્મીભૂત થયો. આ બનાવ વ્રજમાં હજી પણ પ્રસિદ્ધ છે.

= દ્વારકાં.

સમાપ્ત.

# આજ લેખકનાં બીજાં પુસ્તકો.

**મ્હારા ધર્મવિચાર:**—ભાગ ૧ લો—પ્રસ્તુત પુસ્તકમાં ધર્મ સિદ્ધાંતની કક્ષાઓનું સરલ ભાષામાં ન્યાયની દ્રષ્ટિએ સારી રીતે દિગ્દર્શન કરાવ્યું છે. ગુજરાતમાં પ્રચલિત ધર્મ પંથોનું વિવેચન બીજા ભાગમાં આવશે. આ ભાગમાં પ્રાચીન તથા અર્વાચીન મીઠાશથી વિવેચન કરી તત્ત્વજ્ઞાનને મુકાબલા સાથે સત્ય પ્રતિભામાં બતાવવામાં આવ્યું છે. આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં ઇનામ તરીકે તથા શાળા લાયબ્રેરી તરીકે મંજુર કરવામાં આવ્યું છે; તે ઉપરાંત સરકારી કેળવણી ખાતામાં "ડીવીઝનલ વર્નાકયુલર બુક કમીટીમાં સ્કોલર્સ લાયબ્રેરી બુક ફોર સેકન્ડરી સ્કુલ્સ" તથા ટ્રેનીંગ કોલેજમાં લાયબ્રેરી બુક તરીકે આખા ઇલાકામાં મંજુર કરવામાં આવ્યું છે. કીંમત રૂ. ૧-૮-૦ ગ્લેજ કાગળ પાકું પુંઠું.

**રંગમાળા તથા શ્રીકૃષ્ણ કીર્તનાંજલિ:**—શ્રી સનાતની પરમ વૈષ્ણવ ભક્તોને માટે આ એકંદર નવીન ભભકભરી ભાષામાં તત્ત્વજ્ઞાનથી ઝગઝગતા સુંદર પદોનું અત્યુત્તમ પુસ્તક છે. આ ભજનમાળાના દરેક ભજનમાં શ્રીકૃષ્ણ પરમાત્માના ગુણાનુવાદ સારી રીતે ગાઇ તેના પદે પદે શ્રી કૃષ્ણ રહસ્યનું ઉમદા અને ગહનજ્ઞાન ઘણીજ સરલ ભાષામાં બતાવવામાં આવ્યું છે. આ પુસ્તક પણ ઉપર મુજબ વડોદરા રાજ્ય તરફથી મંજુર થયું છે. કિમત રૂ. ૦-૧૨-૦

**શ્રી કૃષ્ણદર્શન:**—ભાગ ૧ લો—આ પુસ્તક ગુજરાતી ભાષામાં તદ્દન નવીન પદ્ધતિથી નવી દ્રષ્ટિવાળા નવયુવકોને વાસ્તે ધરગથ્થુ ભાષામાં આલેખવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણ પરમાત્માના ગુણાનુવાદ ગંભીર વિચારમાં ન્યાય અને સત્યના સિદ્ધાંત દૃષ્ટાંતથી તાદશ્ય અસરકારક રીતે હૃદયદ્રાવક ભાષામાં વિવેચન કરી દ્વૈત અદ્વૈતનું સારી રીતે દર્શન કરાવવામાં આવ્યું છે. હાલના જડવાદી વિદ્વાન યુવકોને વાસ્તે ખાસ મનન કરવા લાયક છે. કિમ્મત રૂ. ૧-૪-૦

